# ગંજે હેકાયત

યાને

# નશીયતે દાનેશ

દરેક કુટુંબને વાંચવા લાએક નાનુ પુસ્તક.

---

પ્રગટ કરનાર

**K. J. C.**

---

મુંબઈ:-

પારસી પ્રીંટીંગ પ્રેસ.

ઈ. સ. ૧૮૯૨.

---

કીમત આઠ આના.

# નશીઅતે દાનેશ

## હેરક કુટુંબને વાંચવા લાયેક નાનુ પુસ્તક.

પ્રગટ કરનાર

**K. J. C.**

મુંબઈ:-

પારસી પ્રીંટીંગ પ્રેસ.

ઈ. સ. ૧૮૯૨.

કીમત આઠ આના.

# સુચના.



હાલના વખતમાં ઘણું ખરૂં દરેક કુટુંબમાં જે જે ચોપડીઓ ફરસુદની વખતે વાંચવામાં આવે છે, તેમાંની ઘણી ખરી ચોપડીઓ અંગરેજી નોવેલ્સનો ગુજરાતીમાં લખાયલો તરજુમો સમાવેછે. આવી ચોપડી મારા નાકેશ વિચાર પ્રમાણે દરેક કુટુંબમાં વાંચવાથી વખત ફોકટમાં ગુમાવ્યા બરોબર છે, કારણ કે તે ચોપડીઓમાં પ્રથમ તો કાઇપણ જ્ઞાનબોધક લખાણ હોતું નથી, પણ કીસ્સારૂપી ખોટી કાહણીઓ લખાયલી હોય છે. બીજું તો તરજુમો કરનાર તેમાં પારસી નામો દાખલ કરી જેવો બનાવ પારસીઓમાં કભી બન્યો પણ નથી અને બનસે પણ નહી, એવું બેહુદું લખાણ કરી પારસી નામને એબ લગાડે છે. મારા વાંચવામાં એવી ચોપડીઓ જોકે ઘણીજ થોડી આવી છે તોપણ માત્ર દાખલા તરીકે એક ચોપડીનું લખાન હું અહીંઆ કહીશ તેમાં જણાવ્યું છે કે એક લુચ્ચા પારસીએ સાત ખુન કીધા છે. પ્રીય વાંચનાર આપણે એવું કદી પણ સાંભળ્યું છે? ના નહીં અને એવું પારસીથી કદી બનસે પણ નહી, ત્યારે આ ખોટી વારતામાં એક પારસીનું નામ લખી એબ લગાડવી તે વાંચવામાં ફાયદો શો. કાંઈપણ નેકીનો બોધ આપે એવું લખાણ વાંચવામાં એટલોજ વખત રોકવો એમાં ઘણોજ ફાયદો છે એવો વીચાર કરી આ નાનું પુસ્તક "નશીઅતે દાનેશ" મેં પ્રગટ કીધુંછે અને આશા છેકે એ દરેક ગ્રહસ્થના ઘરમાં વાંચવામાં આવશે તેમજ ગરીબ શેવકને આસરો શલશે.

પ્રગટ કરનાર

**K. J. C.**

# લાૅરડ બરલે પોતાનાં છોકરાંને દીધેલી નશીએત.

લાૅરડ બરલે ઈંગલંડની રાણી એલીઝાબેથનો એક ઘણોજ ડાહેઓ વજીર થઇ ગઓછે. તે વખતે ઘણી ખુનરેજી ચાલતાં છતાં પણ તે બનચેઓ તે ઉપરથી માલમ પડેચ કે તે શખશ ઘણો શેઆણો હોશે તે વખતે રાજ દરબારમાં દગાઇ અને લુચાઈ ઘણી ચાલતી તે છતાં તેનું એક કરમ એવું નથી માલમ પડીરૂ કે તેને વાસ્તે તેને બદનામી મલે. ઇલીઝાબેથ રાંણીને તેના વજીરોથી એટલી તો મદદ મલી હતી કે તે વખતમાં યુરોપના ઘણાખરા પાદશાહ તેના ધરમને લીધે દુશમનાઈ અને કીનાકેરો રાખતા હતા તોપણ જાહેરથી ઇંગલંડ ઉપર હુમલો કરવાને તાકાત નહી ધરાવતા હતા. એવા શખશની નશીઅતો કાંઇ થોડી વજન ધરાવતી નહી હોએ એટલા વાશતે આ પુસ્તકમાં તે દાખલ કીધી છે.

રાબરત દીકરા—

તારી નેક માતા જેની ખુબીની બરાબર બીજા કોઇની ખુબી થનાર નહી તેની માયા ભરેલી અને નેક નીગા નીચે ઉછરેલો તું છે તેથી તથા તેના જેવા ખુબીવાન તથા જાન પીશાન ઉશતાદના હાથ તલે તે કેલવણી લીધાથી હું આશા રાખવાને બદલે માહરી પુરી ખાતરી છે કે તું શારી પડે જાણેચ કે તારી આ દુનીઆમાં મોટામાં મોટી ફરજ શું છે. અને તે ફરજ અદા કર્યાથી તું આ જીંદગીમાં તથા આવતી જીંદગીમાં પણ સુખ પામશે. તે ફરજ એ છે કે તે કારતાર અને બચાવનારને સારી પેઠે પીછાનવો અને તેની ખરી બંદગી કરવી,

અને એ ફરજ અદા કીધા વગર આ જીંનદગીનાં સર્વે સુખ ફોકટ છે અને તે વીગર ગમે એવું શુખી માણશ પણ કંગાલ રેહેશે. તેટલા વાશતે હું કાંઇ શક રાખતો નહી કે તારા ઉશતાદની નેગેબાંની નીચે તારી જીંદગીમાં અમલ કરવાને તે તુને રાસ્ત અને ખુબી તથા નીતી ભરેલા દાખલા આપેઆ વીગર રેહેશે નહી. તોપણ તારા બાપ દાખલ તારી સંભાલ લેવી જોઇએ તે લીધા વી-ગર રેહલું તથા જેણે તુને જનમ આપેઓ તેને બદલે બીજાઓથીજ તદન તારા સુખનો વધારો થાઓ એવું તુને વીચારવું નહી પડે એટલા વાશતે ! કીતાબો વાંચે-આને બદલે મે માહરી પોતાની અજમાએશથી મેલવેલા કાયદા તથા ચેતવણી તુને આપુંચ કે તે પરમાંણે તુ આ દુનીઆંમાં તારી ચાલ ચલાવે. કે તેથી આએ નવાઇ જેવા જમાનામાં (શોલમી સદીમાં) કેટલાક વીગર અજ માએશ વાલા શાખશો દુનીઆના વમલમાં પડેચ અને નામોશી ભરેલી ચાલ ચાલેચ તેમાંથી તું બંનચે. વલી તારા મગજપર ઘણો બોજો નહી થાએ એટલા વાસ્તે માત્ર દશ નશીએતોજ તુને આપુચ તે તું હંમેશાં તારા દીલમાં રાખજે તેથી તુને ફાએદો થશે અને મને શંતોસ ઉતપન થશે. તે નશીઅતો આએ છે—

૧લી—જ્યારે તે શાહેબની મેહેરબાંનીથી તું ભર જુવાનીમાં આવે ત્યારે તારી ઓરત પશંદ કરવાને ઘ-ણીજ ચોકશાઇ તથા તજવીજ રાખજે. તેમાથી તારી આખી જીંદગીનુ સુખ અથવા દુખ ઉતપન થશે. અને તેટલા વાશતે તારી ઓરત પશંદ કરવાની તક તુને એકજ વખત મલશે જેમ લડાઇમાં એકજ વખત બાજી કીધામાં આવેચ તેમાં જો ભુલ કીધી તો હંમેશાં સુધી તેનો પશતાવો રહી જાએચ. જો તારી પાસે હોએ તો

તારા રેહાંણની નજદીકમાંજ ધીરજ રાખીને ઓરત શોધી કાઢજે પણ જો મીલકત થોડી હોએ તો દૂરની બાએડી જલદીથી પસંદ કરજે. ઘણી ચોકશાઇ કરીને તેનો શવભાવ તથા તેનામાએ બાપ જુવાંનીમાં કેહવી ચાલ ધરાવતાં હતાં તેની ખબર કાહઢજે. તે ગમે એવી શખાવત ભરેલાં મનની હોએ તો પણ સુરખ નહી હોય. કાંએકે માણશો ભલમાનશાઇ લઇને અન્દરમાં શોદો કરી શખતાં નથી. પણ વલી દોલતને વાશતે એક હલકા શવભાવની અને બદ સુરત ઓરત પણ પશંદ કરતોના કાંએકે બીજાઓ તુને ધીકારશે અને તારા પોતાના દીલમાં હંમેશાં કંટાલો ઉત્પન થશે. વલી કોઇ ઘણીજ નાધલા કદવાલી અથવા બેવકુફ ઓરત પણ પશંદ કરતોના કાંએકે એક ને પેતે હમેશાં તારાં છોકરા વેહેતીઆ આવશે અને જો તે બેવખુબ હોશેતો હમેશાં તુને શરમીનદગી ઉત્પન થશે અને તેની શાથે વાત કરતાં તુને કંટાલો લાગશે કારણ બેવકુફ ઓરતો કરતાં બીજી કોઇ ચીજ વધારે કંતાલો નહી. ઉપજાવશે.

અને તારા ઘેર ચલાવવામાં હમેશાં તારી મેમાનગીરી મધીઅમ તથા તારી મીલકત તથા આએપત પરમાણે રાખજે—તેમાં કર કશર કરજે પણ કોઇએક ચીજ ઉપર અમશતો ઘણો પૈશો વેરતોના કાંએકે મારી અજમાએશથી હેવું કદી જોઆમાં નથી આવીઉ કે મધીઅમ મેહમાનગીરી કરેઆથી કોઈ શખશ દલદેશરીમાં આવી પડયો હોએ. પણ કેટલાક છુપી બદી કરેઆમાં. પોતાનો નાશ કરેચ અને પછી તેની બદનામી મેહમાંનગીરી ઉપર નાખેચ. છાકતાવોને તારી મેજ ઉપર રાખતોના કારણકે એ બદીથી શુખાકારીનો નાશ થાએચ ખરચ ઘણો થાએચ અને જાહેર કાઇ માલમ પડતુ નથી. છાકટપણુ કોઇ

ગ્રહસ્તના ઘરમાં નહી શોભે પણ કલાલોની દુકાનમાંજ શો-ભશે. ઇઆદ રાખજે કે તારી આવકનો પોણા હીશાથી વધારે ખરચતોનાં અને તેમાંથી માત્રએક તીજે ભાગ તારા ઘરમાં ખરચજે કાંએકે ઘગ્નો ખરચ શાધારણ ખ-રચ કરતાં બેવડો ખરચ પરચુટન નવો નીકલવાનો. જો એપરમાંણે નહી ચાલશેતો તું એક દોલતવાન ભીખારીની માફક હમેશાં ગરજમાં રેહેશે તથા જેકોઈ શખશ ગરજમાં હોએ તો તે શખશ નીરાંતથી તથા શંતોશ પાંમીને રહી શકશે નહી કાંએકે તેની ઉપર કાંઈ પણ આફીએત આવી પડતાં તે પોતાનું જેકાંઇ હશે તે ઘરણે મુકવા અથવા હરાજ કરવા બજારમાં જશે. અને જે કોઇ જમીનદાર (ગરજથી) એકએકર પણ જમીન વેચશે તે ગ્રહસ્ત પો-તાની ઉપર ભરૂસો મુકેલો વેચશે કારણકે તેની શઘલી આબરૂ તેના બુજરગોની દોલત છે તેથી જો તે ઓછી થઇ તો તેની અશલી મોહતાઇનો પાયો નબલો થયો અને તેની ઇમારત લાંબી મુદત તુલીક તકવાની નહી.

૨ જુ–તારાં બચાંઓને કેલવણી અને નમનતાઇ શારીપખે શીખવજે પણ તેઓ ઉપર દેખઇતો કઇ જુ-લમ કરેઆ વીગર તેઓને જાહેર રીતે શાબાશી આપજે પણ થપકો આપવાનો હોએતો તે ગુપત રીતે આપજે. તેઓ ઉપર હમેશાં કદતો દોડો રાખતોના અને તારી આએપત અને પદવી પ્રમાણે તેનો મરતબો રેહે હેવું ક-રજે નહીતો તેઓ તારી જીંદગીથી કંટાલશે અને તારા મરવાની રાહા જોશે અને તુ જે વારશો મુકી જશે તે વા-સ્તે તેઓ તારા નહી પણ તારા મોહોતના આભારી થાશે. અને હુ ખચીત કરી જાણુચ કે કેટલાએક માએ બાપોનો અણુઘટતો અને બેવકુફી ભરેલો લાડને લીધે તથા બીજાં કેટલાંએકના હીણા શવભાવથી કરીને તેઓના છોકરાં ત-

કારી રાહ પકડેચ અને બદી કરવાને તેઓ લલચાએચ. તેઓને લશકરી ધંધો કદી પણ શીખવતો ના કાંએકે જે કોઇ શખશ પોતાની આશાએશ છોડીને એ ધંધો પકડ શે તે ભલુ માણુશ અથવા નેક શખશ નહી હોશે અને તે કરતાં હવે તે ધંધાનું કાંમ પડતું નથી.

૩ જુ–તારા ઘરને વાશતે જે અનાજ જોઇએ તે શારી તક મલે તે વખતેથી ખરીદ કરી મુકજે કાંએકે ઘર ખરચને વાશતે જેકાંઇ ઘડી ઘડી કોઠલીમાં હાથ ઘાલેચ તે ગોયા એક ચાંરણીમાં પાણી નાખતો હોએ તે પ્રમાણે છે. તેની કોઠી ભરશે ભરશે ને પાછી ખાલી થવાની અને તારી ગરજની વખતે ખરીદ કરવા જાએ તે કરતા જ્યારે બજાર ભરાએલું હોએ અને મોસમને વખતે ખરીદ કીધાથી શેકડે પચીશ ટકા બનચે છે. તારા શગા અથવા દોસ્તો અથવા તેવા બીજા શખશો પાશેથી ખરીદ કરતો ના કાંકે તેઓ આપશે તે કરતાં વધારે પાછુ લેવાની આશા રાખેચ અને જેવો તુને ચાહતા હોએ તેઓની પાશે તુ નોકરી ના માંગતો કારણકે તેઓનુ મગજ હમેશ ભરેલુ હોએચ.

૪ થુ—તાહારાં શગાં અને દોસ્તોને તારે ઘર અને તારી મેજ ઉપર આદરમાનથી તેડજે અને તારી મતલબના શારા દેખાવથી તેઓને હીમત આપજે તથા હક વાજબી કાંમમા તેઓને મદદ કરજે કાંએ જે તેમ કીધાથી શગાઇનો તથા દોસ્તીનો પતો તું વધારે મજબુત કરશે અને તારી પછવાડે વખાંણ થાશે. પણ તારી દોલતના ઝાડ ઉપરથી કીડા (ખુશામતીઆ) કાહડી નાખજે કારણકે જાંહાં સુધી તે ઝાડ આબાદીથી ભરેલું હોશે તાંહાં સુધી તેઓ તે ઝાડને ખોલી ખાશે પણ તોફાંનની વખતે પોતાના દરમાં ભરાઇ જશે અને તારી પડતી હાલતને કોઇ મદદ આપનાર નહી.

૫ મુ—તારો ગમે એવો જાની દોસ્ત હોએ તેનો પણ જામીન થતી વખતે ઘણી ચોકશાઇ રાખજે કાંએ જે જેકોઈ શખશ બીજાનુ કરજ આપેચ તે પોતે કરજના ખાડામાં પડેચ. પણ જો આપવા વીગર નહી ચાલેતો કાંઇ મીલકત ઉપર તુ પોતે નાણા વેઆજે કહડાવીને જામીનગીરી આપજે તેમ કીધાથી તુ તારો પોતાનો બચાવ કરશે અને તારા દોસ્તને ખુશી કરશે. કોઇ પડોશી તથા દોસ્ત પાસેથી નાંણા ઉધાર લેતોના પણ કોઇ પરાયા શખશ પાશેથી તેના નાણા તથા વ્યાજ આપેઆ પછે કોઇનો આભાર તારા ઉપર રેહે નહી. નહીતો તારી શાખ ઓછી થશે, તારી આપઅખતીઆરી ખોશે અને તારા માહા ઉપરનુ કરજતો જેટલુને તેટલું રેહેશે. પણ નાંણા ઉછીના લીધામા તારા વચનો સંભાલજે અને વચનથી ફરતો ના કાંએકે જેકોઇ શખશ વાયદા. પરમાણે રેહેચ તેઓના હાથમા બીજાઓના ખજાનાની કુંચી હોએચ (ઇઆને તેઓની ગરજની વખતે નાંણા મલી આવેચ).

૬ ઠુ—તુને ઘણોજ ગેર ફાયદો થતો હોય ત્યાં સુધી કોઇ મુફલેશી સાથે દરબારમાં કજીઓ લડતોના કાંએકે એમ કીધાથી એકતો તુ અને તે એક બરતબાએ ગણાશો અને વલી જે ઘણી તારો હરીફ નહી તેની ઉપર ફતેહ મેલવેઆમાં ઉલટી હલકાઈ માલમ પડશે. જ્યાંસુધી તારી ખાતરી થાએ કે તારો દાવો ખરોજછે ત્યાં સુધી કોઇ પણ શખશ સાથે સરકાર દરબાર ચહતોનાં પણ જો કજીઓ ચલાવેઓ તો પછી નાણા ખરચવાને તથા મેહનત કરવાને કાંઈ પણ આચકો ખાતોના કાંએકે એ પ્રમાણે જો પેહેલ વેહલાં એક બે કજીઆ

જીતીએ તો તારી આખી જીંદગી સુધી કોઇ તારી સાથે લડવાને હીમત રાખશે નહી.

૭મું—હમેશાં કોઇ મોટાં માણસની દોસ્તી રાખજે પણ કોઇ નજીવી બાબદો વાસ્તે ઘડી ઘડી હેરાંન કરતો ના. તેને નાના નાના અને થોડા ખરચથી નજરાંણા મોકલજે અને જો કોઇ મોટું નજરાણું મોકલવું પડેતો તે નજરાંણું એવું મોકલજે કે તે શખશને ઘડી ઘડી કામ આવે અને હમેશાં તે તુંને ઇઆદ કરે, નહી તો આએ લોભી જમાનામાં તુને તે ભુલી જશે અને પગતલે આવેલા દડાની માફક સર્વે કોઇ તારી ઉપરથી ચાલી જશે.

૮ મું—તારા વડાઓ સાથે નમીને ચાલજે અને તેઓ ઉપર રેહેમ નજરથી જોજે. તારા બરાબરીઆઓ સાથે મીલનસાર રેહેજે પણ તે સાથે તારો મરતબો રાખજે અને તારા હાથ નીચેનાઓ ઉપર દયા ઘણી કરજે થોડી ઘણી મીલનશારી પણ દેખાડજે અને જે શખશને ઘણુ આદરમાન આપેઆમાં આવેચ તે આપજે. તારા વડાઓ સાથે પાધરો ચાલેઆથી દુનીઆમાં તારો વધારો થશે—તારી બરોબરીઆઓ સાથે મીલનસાર થવાથી તારી કેલવણીની તારીફ થશે અને તારા હાથ નીચેનાઓમો તારી શાબાશી થશે તો હમેશાં તારી શાબાશી ગણાશે કારણકે બેઉખુબી ભરેલી રીતે નફો કરવાને બદલે માત્ર આદરમાન આપેઆથી દુનીઆનાં મનમાં તારે વાસ્તે સારો વીચાર ઘણો સેહેલથી તથા વધારે મકમ જડ કરી રેહેશે. તોપણ તુંને હું સલાહ આપુચ કે આમની માયા મેલવવાનો ઘણો લોભ પણ કરતો ના અથવા તદન તેના ઇનકાર પણ નાં કરતો.

૯ મું—કોઇ પણ માણસને તારી જીંદગી તથા તારી આબરૂ તથા તારી દોલત ધીરતોના કાંયે જે, જે કોઇ શખશ પોતાનુ સર્વે કાંઇ પોતાના દોસ્તોના હસ્તક કરેચ તે શખશ બેવકુફ હોશે કાંએકે વખતે એ જોગવાઇ હાત આવેઆથી તેનાથી પણ દશમન થયા વીગર રેહ-વાતુ નથી.

૧૦ મું—વાતચીતં કીધામાં બેવકુફી ભરેલા અને હલકા શબ્દો વાપરતો ના અથવા મશકરીમાં કોઇને તાંણો પણ મારતોના કાંએકે પેહેલાથી કરી કોઈ પણ મીજલશમાં તું પસંદ પડવાનો નહી અને તારા તાણાંથી દુશમનાઈ ઉભી થશે અને તારા જાનીદોસ્તો પણ તારી ઉપર હશદ રાખશે. કાંએકે. મશકેરીમાં તાંણો મારશો (અને તે ખરો હોએ એવું માલમ પડેઉતો) જે શખ-શને તે લાગુ પડશે. તે શખશ તારો કડકો દુશમન થશે.

## દીનદારીની અશર.

એક બાગમાં તરાંહાં તરાંહાંનાં ઝાડ હતાં. કોઇ નાંધલાં કોઇ મોટાં—કોઇ લીલા પોશાકથી ભરાઇ ગએલાં, કોઇના માત્ર ઠડ અને શુકી દાખલી વીગર બીજુ કાંઇ નજર આવે નહી—કોઇએ મકમ ભોએમાં જડ ઘાલેલી કો ઇ ઉપર ને ઉપર જડ વાલુ અને જરાક આંચકો લાગો કે પડી જાયે હેતું કોઈ શેકડો વરશનુ જુનુ અને કોઇએ તરણુ દીવશના માતર બે પાતરાં નીકલેલા કોઇની જડ પઠરની આશપાશ થઇને પણ ઘણી ઉનડી ગએલી અને કોઇની હવામાંજ રહેલી હેવા એક બાગમાં એક જુવાંન ગબરૂ શરીરે આશુદો ભર જુવાનીના બાહારમાંજ ફરતો

હતો અને તે બાગમાં દરેક ઝાડના ફુલ ફલનો શવાદ લેતો પણ તેને તે મોજના બખશનારનો આભાર માંનેઓ નહી. કોઇ શમે તેના શરીરને કાંઇક હલકુ દુખ ઉત્પન્ન થયું ત્યારે વૈદને બોલાવેઓ તે વૈદે પેલા રાજાના બાગ માંથી કાંઇ જડી બુટી ચુટીને તેની નજર કીધી તે ખાધાથી પેલા જુઆનને આરામ થયો અને પાછો તે પોતાના હમેશના રેવાજ પ્રમાણે શુખ અને આશા એશ ભોગવવા લાગો. એક દીને તે શહવારના પોહોરમાં બાંગમાં ફરતો હતો—ફરતો ફરતો એકાએક પેલી જડી જે તેના વૈદે તેને આપી હતી તેની ઉપર તેની નજર પડી તે ઉપરથી તેને વીચાર આવેઓ જે કદાચ આએ જડી નહી હોત તો મને સું સું દુખ ખમવું પડતે. અલબતાં એ જડીની ખુબી અચરત શરીખી છે! મે તે વૈદનો મોટો ઉપકાર માનેઓ કે તેને આવીને એ જડી આપી તો હવે જડીના કીરતારનો આભાર કેટલો માંનવો જોઇએ? મેં ઘણી લાંબી મુદત શુધી આ બાગમાં ફરીને માહારા દીલને આરાંમ કીધો છે. પણ હજુર માહારા સુસ્ત રહેલાં જીવને કાંઈ આરાંમ દીધો નથી તે આરાંમ મને કેમ મલશે. આ બાગમાં ફુલ તથા ફલ શઘલાંનો શવાદ મે લીધો અને તોપણ હું ધારતો નથી કે મારા બાવરચીઓ દરરોજ મારે વાસ્તે નવી નવી તરાંહનાં બીશતરા મેજ ઉપર બીછાવેચ તો તે મને પશંદ પડેચ અને તેમાં એક પણ રકાબી ઘણા દીવશ સુધી જો આવેઆ કરેચ તો રકાબીની લેહેજત તમાંમ જતી રેહેચ. પણ આ ફુલ અને ફલો વરશના વરશ શુધી હું ચાખુચ તોપણ હજુર ગોયા હું એક નવાજ ફલની લેહેજત લેતો હોઉ અથવા એક તદન અણજાણ્યા ફુલની ખુશબો લેતો હોઉ તે પ્રમાણે દર વશંતરૂતુમાં તેઓની મોજ ભોગવુચ. હવે જો એક

લેહેજતદારખાણું મારા બાવરચીએ પકાવીરૂ હોએતો હું તેનીજ વખાંણ કરૂચ ગોઆ કોઇ વખતે તો તેની ચાલાકી અને હુશીઆરીથી ઘણોજ અચરત થાઉચ પણ આ દરરોજનો નવાઇ જેવો શવાદ લઇ તેના કીરતારની વખાંણ મે કોઇ દીન કીધી નથી. મારો બાવરચી કાંઇ શવાદ નથી ચુકતો તેનામાં એટલી શખતી નથી કે એક નવી લેહેજત ઉત્પન કરે. અને તેની માત્ર શઘલી કાબેલી ખાંણાંમાં લેહેજત શી રીતે લાવવી તેમાંજ છે. અને તેની વખાણ કરૂચ તેમાં કાંઇ મારી ભુલ નથી પણ મારી મોટી ભુલ બલકે અપરાધ એ કે તે કીરતારની સુકર ગુજારી કીધી નહી. કદાચ હજુર એજ ઝાડોમાં બીજી કાંઈ ખુબી હોશે જેથી હું હજુર તદન અણજાણો છેરૂં અને તે શાહેબ માહારા જેવા બેવકુફથી તે ખુબી તદન ઘાંકીજ રાખી હશે! વાશતે હવેથી તે શાહેબનો આભાર માંનું કે તે પણ રફતે રફતે મને જાહેર થશે.

હેવો વીચાર કરી પેલો જુઆન પોતાના દીલોજાનથી તે શાહેબની બંદગી કરવા બેઠો અને વીચારીઉજે કદાચ તે શાહેબે આએ ઝાડોમાં જુદા જુદા ગુણો નહી બખશેયા હોતે તો આ દુનીઆ કેટલુ તુલીક ચાલતે ? માણશ અને બીજા પરાંણીની આએ મોહોટી વસ્તી પૃથ્વીની સપાતી ઉપર વશી શખતે? હવે વણશપતીની પેદાએશમો અચરત કારીબી દાનાઇ જોઆમાં આવેચ તે ઉપર હું વીચાર કરૂ કે કદાચ આએ ફુલો અથવા ફલો હમેશાં હુગતે તો માણસ જાતને લેહજત મલતે નહી ! બલકે તેનાં ઊગવાને વાસ્તે વરશાદ અને તડકું આતરે કાએમ જોઇતે સું તેથી આએ પૃથ્વીના રેહવાશી કંટાલો નહી ખાતે? હવે આએ પાતરા જેવું એક પાતરૂ પણ ઇનશાન બનાવી શકેચ? આએ તહરેવાર રંગ

બેરંગી તથા તરાંહ તરાંહની ખુશબોઇદાર ફુલોનો માતર એક રંગ પણ બનાવી શકેય અને જો તે રંગ બનાવી નહી. શકે તો ઉત્પન્ન તે કેમ કરતે! ઇઆને તરણ ચાર રંગ ભેલીને એક ખુશનુમા રંગ બનાવી નહી શખેતો મતી જેવી મતી એકજ દેખાવની અને એકજ રંગની જમીનમાંથી આએ સઘલાં ઝાડો પોતાની ખુબી કેમ મેલવી શકેય. એકજ જમીનમાંથી અનાજને ખોરાકી પોહોચાડવાની ખુબી મલેય—દરાખને મીથો રશ બીજા ફલોને જુદા જુદા ગુણો તથા લેહજતદાર શવાદ કવચના ઝાડને ચટકતો રશ ખશખશને અફીણ અને કેટલાએક રોપાઓને વીખ મેલવેય? એ કરતાં બીજું શું તાજુબી ભરેલુ છે! વલી આએ જગતમાં એવી શું ચીજછે જે તે નકાંમી જાએય—હેવાંન મરેય પાતરાં ખરેય વણશપતી શુકાઈ જાએય જો તેને માંણસ બાલેય તો માંણશનાં કામમાં આવેય નહીતો આપોઆપ જે જમીને તેનુ પોશણ કીધુ તેજ જમીન ઉપર પડી તેની પાછી મટી બનેય અને તે એક બીજાં ઝાડનુ પોશણ કરેય! પાતરાં અને ફુલો કરમાયા ત્યારપછી તેઓના રંગ તથા ખુશબોઇની કાંઇ જરૂર રેહેતી નથી ત્યારે તે રંગ તથા ખુશબોઇ બે માલુમ પણ થાએય આ ઉનચા તાડને જો ખુશબોઇદાર અને રંગીન ફુલો બખશેઆં હોતેંનો કોણને ખુશાલી ઉપજતે. કદાચ. આ નાઘલા ગુલાબને નારીઅર જેવું મોહ્દું ફલથી લાદતે તો તેનુ પોશણ કેમ થાતે? કદાચ આ કવચના ઝાડને ગુલાબના જેહવા ફુલો આપતે તો તે શું કાંમનાં અને હજારો પ્રકારે જોઉય તો તે સાહેબની દાનાઇ માલમ પડેય તે કીરતારનો હવે મને આભાર માનવો જોઇએ, નહી માનુતો માહારા જેહવો બેવકુફ કોઇ નહી હોશે. પણ

હવે હું જોઉ કે એ ઝાડોની જડ જમીનમાં બેઠીચ. તેમાં શું ખુબી છે-પેહલાં તો જો તે જડ હોએ ત્યાં એક નકાંમી વસ્તુ હોશે તો તેને તે અડકશે નહી. જો એક પથર આવેઓ હોશેતો એ પાટલી અને નબલી જડ વાંકી વલી હરેક પરકારે પોચી જમીન અને જેમાંથી તેનું પોશણ મલી આવશે તે તરફ લંબાશે કોઇને જમીનની શપાતી ઉપરથીજ ખોરાકી મલી આવેચ વાસ્તે તે ઊંડી ભોએમાં જતી નથી. બીજી ભોએમાંથી પોશણ મેલવી શખતી નથી વાશતે બીજાં ઝાડોને વલગી તેઓનાં થડમાંથી રશ કાહાડેચ પણ તે શી રીતે કાહાડેચ અને એક આંબાનાં નાંધલાં થડીઆમાંથી મોટું ચારે તરફ પંથરાએલું ઝાડ કેમ ઉગેચ તેથી સર્વે કોઇ અણજાણા છે શીવાએ તે કીરતાર પોતે. મે હજુર સુધી આ બાબદ ઉપર વીચાર કીધો નહી એ કેટલી બેવકુફી મેં શવાદદાર ચીજો ખાધી તેની લેહેજત મારાં મોહમાંથી તદન ગઇ, ફરીને તેવી ચીજ ખાઉ નહી ત્યાં સુધી તે મોજ મને મલનાર નહી, પણ આજે મને તેવી ચીજોની હાજત રેહેશે નહી કારણકે માહારૂ મંન તે સાહેબની દાંનાઇ જોઇ ઘણી અચરતી ભરેલા ખોરાકથી શંતોશ પામ્યુંચ. હવે હું તે સાહેબને હમેશાં ઇઆદ કરશ અને તેની આ બેહદ ખુદરતી તપાસો દરરોજ મને નવી અચરતી ઉત્પન્ન કરશે. દરરોજ મારા મનનો ખજાંનો વધશે અને વલી કાંઇ ખરચ વીગર દરરોજ મારા હવશોની જુશરી મારી ખાંધ ઉપરથી ઉતરતી જશે, દરરોજ તે શાહેબ ઉપર મારો એકીન જશે અને મારી આશા વધશે. મે જાંણીયું હતું કે મારા જેવો સુખી કોઇ નથી બલકે ખરૂ સુખતો મને હવે માલમ પડીઉ! અને કદાચ આગલ જતાં એ સુખ ઘણુજ વધશે.

જુવાંનીનાં બાહારમાં હરેક કોઈ શખશનુ મન જે તરફ દોડેચ તે તરફથી તરત થાકીને વખતે પાછુ ફરેચ તેમ આપણા આ જુવાંન ગબરૂનો ખોદા ઉપર ઇતબાર માત્ર તેની મોજથી મલેઓ હતો. અને તેનાંમાં એવી શખતી હજુર નહી આવી હતી કે પોતાનાં હવશોની જુશરી ગરદન ઉપરથી કાહાડી નાખે તેથી થોડીએક મુદત પછે પાછો તે પોતાની જહાવ જલાલીમાંજ પડેયો અને તે ચાહતો હતો કે પોતે ખરૂ સુખ ભોગવે અને તે તેનાથી બને એવું હતું તોપણ તેને કીધુ નહી. વખતે તેને પોતાનું ખરૂં સુખ ઇઆદ આવે પણ અફશોશ માણુસ જાત જેવું ના હીમતી પરાણી બીજુ કોઇ નથી બદીનાં દરીઆવમાં તે દુબતો હોએ તોપણ હીમત રાખીને નેક શખશોની દામન પકડી નેકીની રાહે ચાલવાને તે ઘણુ સુધી ધીલ રાખેચ બલકે વખતે પોતાની આખી જીંદગી નકાંગી ખોએચ. એમ કરતાં છેલે આખર તે ફરીને આજારી પડેઓ તે વખતે તેને ઇઆદ આવીઉકે કદાચ આએ મંડવાડમાં મારો પરાંણુ જશેતો પેલી જાંહાંનમાં મારો શો હાલ થશે. ત્યાં કાંઇ મારી દોલત મારી સાથે આવવાની નથી, અલબતાં તે કીરતારની ફજલથી મારી હાલની હાલત એવી નથી કે દુનીઆદારીના તોફાંની દરીઆવમાં ધકા ખાઉ તથા તે શાહેબનાં ફરમાંન તોડુ તે છતાં પણ મે ઘણી લાંબી મુદત થઇ તે કીરતારને ઇઆદ કીધો નહી વાસ્તે જો આજ શાંહાંજનાં બાગમાં ફરૂ અને તે શાહેબની ખુબીને પાછી પીછાંની ઇઆદ કરૂંતો સારૂં થાય. હજુર પણ તે શાહેબ મારા ઉપર દયા કરી મને ભુલાવામાંથી કાહાડશે. વડાવોની કેહવત છે જે નશીઅત લેવામાં સર્વે કોઇ બાલક છે. ઈઆને સર્વે કોઇને નશીઅતની જરૂર છે. ઇઆતો

બાલક કે ચાર કુડી વરશનો બુજરોગ નશીઅત પકડે અને પોતાની ચુક સુધારે તેમાં કાંઇ એબ નથી. માટે હું પણ ફરીને રાસ્ત રાહા પકડુચ–શહેશેર લોકો કહી ગયા છે. તેમ માંણસની દોલત ઘણીજ નજીવી ચીજોની એકથી થઇ છે. તેમજ હરેક માંણસની નેકી પણ છે. ભુલાવો કરવો એતો ઇનશાંનનો સ્વભાવજ છે તેથી ઘણા નેક શખસ પણ વખતે કાંઇ પ્રકારે તે સાહેબનાં ફરમાંન તોડતો હશે અને પછી પાછો પોતાની નેક રાહ પકડતો હશે. વાશતે હું પણ પાછો નેક રાહ પકડુ એટલું કહી તે બાગમાં પાછો ગીઓ અને પોતાના પાખ આ દેશા-માંજ ફરતો હતો એટલામાં તેનો ખેઆલ જ્યાં તેનાં મુલ અને જડ ઉપર ઉડેઆં તે વખતે હુનાલાનો કકડતો તાપ પડી ચુકો હતો અને નાના ઝાડોનાં જડની મ-ટોડી શુકાઇ તેઓની કુમડી જડો બાહેર નીકલી આવી હતી તથા આસપાસ જે લીલુ ઘાંશ ઉગીઉ હતું અને તેથી કરી તે નાના ઝાડોને ઘણો ખરો આશરો હતો તોપણ હવે ગરજની વખતે સુકાઇ ગયાં અને તે સર્વે ઝાડો બનીને વગર ખોરાકે તથા વગર આધારે શુકાવાં લાગાં. હવે ગુલાબની કાંટાદાર દાંખળીઓ આગલ માલી પણ ઉભો રેહે નહી મોઘરાની ભોએ ઉપર ગુંથવાએલી દાંખડી તેને કાપી નાંખી અને એ પરમાંણે સર્વે નાનાં તથા શોભઇતાં ઝાડોનો નાશ થયો માત્ર થોડાંજ તે-ઓની જડ ઘણી ઉનડી ગઇ હતી તેથી સલામત રહયાં. પણ મોહોટાં ઝાડો જેઓ ઉપર બલતો ઉનાલો શેકડો વખત પડી ચુકો હતો અને તેઓનાં થડ ઘણાં ઉડાં ગયાં હતાં તેથી પવનનો ઝપાતો ગમે એવો આવે પણ તેઓ માત્ર હીલીને રહી જાએ. સુરજનો તાપ ગમે એવો પડે અને થડની સપાતી ઉપરની મટોડી શુકી થઇ તો

પણ ઊંડી જગોની મટોડીમાંથી તે ઝાડોનું પોશણ પો-હોચાડતી હતીઓ એટલું જોઇ પેલો જુઆંન બોલેઓકે ત્યાં તે સાહેબે માહારે વાસ્તે બીજી નશીઅત તૈયાર કીધીછે. જ્યારે વશંત રૂતુના બાગની માફક જુવાંનીનો બાહાર ખીલેલો હોએચ-જુવાંનીનું લોહી ચહડેલું હોએચ તનદરોશતી અને જોર ભરપુર હોએચ, દુનીઆં સઘલી સુખી નજર આવેચ-આપણે ઇછીએ તેની આગમજ ફ-તેહ મલી આવેચ ત્યારે આપણે જાનીએચ કે આપણો પાયો મજબુત છે. કોઈ કશાંની જરૂર નથી. તે કીર-તારને ઇઆદ કરતા નથી કાંએકે તે સાહેબની બખશેશ આપણી અરજ કીધા વીગર મલેચ તેથી અરજ કરવાની જરૂર આપણને માલમ પડતી નથી. દુનીઆમાં તોફાં-નથી તદન અણજાણ્યા છઇએ વાસ્તે તે વખતે તે સાહે-બની મદદની આશા રાખતા નથી. પણ જ્યારે નશીબ પોતાનાં ભવાં ફેરવેચ. દોસ્તો પોતાની પીઠ ફેરવેચ અને કાંન ઉપર હાથ મુકેચ-અંદેશો-મંડવાડ અથવા બુઢાપો આવેચ સઘલી તરાંહાંની મોજની લેહેજત જતી રેહેચ તારેજ જેમ આ સઘલાં ઝાડોને તેઓની જડ અને મુલની જરૂર પડેછે તેમ આપણો નબલો પાયો કાયમ રાખવાને દીનદારીની જરૂર પડેચ. ત્યારેજ દીનદારી અને નેકીની ખરી મોજ શો ઘણી લેહેજત આપેચ કારણ કે જહાવ જલાલીની મોજોની જ્યાં જરૂર પડી ત્યારે તે સઘલી નાંબુદ થઇ. એક બુઢો શખશ દીનદારીની ખરી મોજથી અણજાણો હોએ તે જોવાથી આપણને દલગીરી ઉપજશે એવા બીજા દેખાવથી શું ઉત્પન્ન થશે? એક શખશ પોતાની જુવાનીની ફોકટ મોજનો છાએઓ પક-ડવા જાએ તે જોવાને કેટલું કંટાલા ભરેલું છે. તેની ભર જુવાંનીમાં પણ તેજ જહાવ જલાલીની મોજોથી

તે ધરાતો નહી હતો અને એક એક દીન મોજ ભોગવતો તો બીજે દીને તેનાં કડવાં ફલ ચાખવા પડતાં હતાં અને હવેતો તેવી મોજ પણ તેનાંથી દુર નાશેચ તોપણ તેને પકડવાને કોશેશ કરેચ એ કેહેવું કંટાલા ભરેલું છે! તેવા શખશની જીંદગીનો સુરજ અસ્ત પાંમતો ઘણોજ અંધારો લાગેચ તે પોતાની પછવાડે જોએચતો પોતાની એવકુફીથી ઉગેલાં કાંટાંનાં ઝાડો દેખાએચ અને આગલ જોએચતો શીહા આશમાંન તેની નજરે પડેચ; પણ હવે એક ધરમી બુજરોગ પોતાનાં કીરતારની મેહેરબાંની ઉપર આશા રાખશે અને ધીરજથી વીચારશે કે આએ ફાંની દુનીઆં તથા તેની આશીઅતોનો છેડો ઉતાવલે આવવાનો અને પાપનાં ફાંડામાંથી છુટવાને તેને લાંબી મુદત નહી જોઈશે. તેના શરીરનું કઉવત દરરોજ ઘટે તેના મનની શખતીઓ બુધી થતી જાએ તોપણ તે ધીરજથી તે શાહેબના વચન ઉપર ભરોશો રાખશે, અને મોટની અંધારી ખીણમાં પેશતાંજ જો તેની આંખ ન બલી અથવા તદન જાંહાંબી હોએ તોપણ આશાના શુરજથી ચાલાક થશે અને આશમાંન ઉપર જે વારશો મલવાનાં છે. તે ખુશાલીથી ખુશાલીની પક્કા ભરોશાથી આશા રાખેચ. આ ફાંની દુનીઆંની દોલત જે દુનીઆદારીનાં વમલમાં ઘણી ખરી વખતે ધસડાઈ જાએચ તેના કેટલા દાખલા આપણી નજર આગલ બનેઆ છે દોલત જેની કાંઈ ગણુતી નહી થતી હતી—અખતીર જેની બુલંદીએ ઘણાજ થોડા શખશો ચહડી અને ઘણાજી થોડા દુશમનો તે બુલંદી તોડી પાડવાને શક્તીવાંન હોએચ, અને આબાદાંનીનો ચલકતો સુરજ જે જોયાથી એવી આશા રાખ્યામાં આવી હતી કે દુનીઆં પણ એક બીજી જીનતછે અને તે ભોગવનારા તે છોડીને જીનતમાં જવા-

ને પણ નાખુશ હતા, તે સઘલાં ફનાંહ થતાં અને વીજ-
લીની માફક ચમકીને નાબુદ થતાં કાંઇ વખત લાગતો
નથી. હવે આ સંસારનાં સર્વે સુખ નાંબુદ થયાં. પછી
કંગાલીની કકડતી થંડીનાં જુફડાંમાં જો મને રેહેવાનુ
થેડવીઊ હોએ જો સઘલી તરાંહાંનાં દુખ મારે શરીરે
લાગા હોએ–જો દોસ્તો મને છોડીને જતા રહ્યા હોએ
તો પછી સઘલી જાતીની કંગાલી હું કેમ શોશશ ? મને
આશરો કોણનો અને મને વૈદ કોણ મલશે ? મને દી-
લાસો કોણ આપશે. તુકમાં શું હું તેવી હાલતમાં કોઇ
ગેબી મદદ વગર રહી શકું ત્યારે હવે તે ગેબી મેહેર-
બાંની મેલવવાંને હું આગમજથી તજવીજ કરૂંતા સારૂં
કે નહી મારી ઉપર જે તોફાંન આવી પડવાનું છે જે
મોહું કે વેહેલું પણ મારા ઉપર પડશે તે તોફાંનમાંથી
બચાવવાની તૈયારી કઇ વખતે કરી સખસ. ? હરેક ઘડી
જાએચ તે મને પાછી મલવાની નથી. કદાચ હું તૈયારી
કરવાથી ફરાગત થઇશ નહી એટલામાં આએ સુનેરી વા-
દલાં છે તેજ વાદલાં શીહા રંગના થઇ સઘલું શીહાં
અંધારૂ કરી નાંખશે ! આજ પવન કે જે મારી હાલતો
આસ્તે આસ્તે ફુંકી મને આરાંમ કરેચ તેજ પવન એક
સહીની માફક પોકારશે અને એક ભુખા વાઘની માફક
છુટશે, મને મારો એક નવાલો કરશે તેનાં મોઢામાંથી
બચવાને હું હાલ કાંઇપણ ઉપાય કરૂં અને તે સાહેબની
ગેબી મદદ માંગુ. અને આએ ઝાડો તેમ કરવાની મને
નશીઅત કરેચ. આએ તોફાંની મોહોશમમાં જે ઝાડો
એ થડ ઘણુ ઉનદુ ઘાલીઉચ તેજ ઝાડોનો સઘલો
લીલો અને સુંદર લેબાશ જતો રહ્યો. છતાં આએ વ-
નને શોભા આપેચ પણ પેલા નાના રંગીલાં ઝાડો જે
ઓની ખુબ સુરતીનો કાંઇ પારજ નહી હતો પંણ તેઓનુ

થડ ઘણુ નબલું હતું તે સઘલાં તે તોફાન તથા પાણીના વમલમાં ઘસડાઇ ગયા, તેઓ આ દુનીઆમાં જનમેઆંજ નહી હતાં ! હવે તેજ માફક કેટલાક શખશોતો એકીન તેઓનાં દીલમાં જડ નહી પકડતો તેઓનો આ દુનીઆમાં નાશ થાયચ અને દુનીઆનાં વમલમાં ફશેય તેમાં કાંઇ નવાઈ જેવુ નથી, પણ મોટાં ઝાડોની માંફક જેઓનાં એકીનને ખુબ જડ ઘાલી તેઓનુ આ દુનીઆમાં સઘલુ જાએ–દોલત જાએ–દોસ્તો જાએ–તેઓ કંગાલીમાં પડે પણ તેઓ દલદેશરીના દરીઆવમાં એક ખુદરતી ખડકની માફક વગર હરકતે રહેછે અને તેઓનો આધાર તે સાહેબની ઉપરછે. અને તેથી ગમે એવું તોફાંન થાએ, ગમે એવા મોજા આવે, પણ તેઓ પોતાના કીરતારની કીરતી દેખડાવશે અને હીમત રાખી તેઓ ઉપર આ ફાંની દુનીઆમાં જે આશીઅતો પડશે તે શોશશે. એ પ્રમાણે બોલી પેલા જુવાંને નેકીનો રાહ પકડયો અને ત્યાર પછી ખરૂ સુખ ભોગવીઉ હોશે તેમાં કાંઇ અચરત જેહવું નથી.



## ચાલચલણ અને તેવની આપણા મંન ઉપર અસર.



માણુસની ચાલ ચલણ તેના મંનની ઉપર કેટલી તો અસર કરેચ કે હરેક દાનાવ અને સંસારી સખસ જેણે માણુસના હવશોની સારી માહીતગારી મેલવી હોય તેનેજ તે સઘલી માલમ પડશે અને તે પણ ઘણો લાંબો વીચાર કીધાથીજ અને આ બાબદ ઘણી ચવન ભરેલી

છે. સર્વે કોઇની અજમાએશ થઇ હોશે કે કેટલીક જાતની મોજનો માહવરો પડેઆથી તે વધારે શક્તી ધરાવેચ, અને કોઇ મોજ ઉપર હમેશાં અમલ કીધાથી તેની આ પણને દરકાર રેહેતી નથી. શેકશપીઅર કહેછે

જો સઘલા વરસો રમવાના અને ફરવાના હોય તો, જેમ આપણને મેહેનતથી કંટાળો આવે છે તેમ રમુજથી આવશે પણ જ્યારે તેઓ કદાચીત તેની ઇચ્છા પ્રમાણે આવે છે ત્યારે તેથી ખુશાલી વધારે ઉપજે છે.

ઘણીક વખતે ફરી ફરીને એક મોજ ભોગવ્યાંથી માણસ ધરાઇ જાએચ અને તેથી અંતે કંટાલો આવેચ. પણ વલી તેવ પડયાથી ભારે દુખ અને કંગાલીની તીની ધાર બુથી થઇ જાએચ તોપણ હરેક ચીજનો આપણે અમલ કરતાં હોઇએ તે ચીજ જો નહી મલેતો આપણને ભારે દુખ સોસવું પડેચ. આ સઘલા બનાવ બનેચ એતો સર્વે કોઇને ખબર છે હવે જો એ બાબદ ઉપર વીચાર કરી અને આએ ગુચવન ભરેલી બાબદનો ખુલાશો કરી શકીએ તો ઘણો ફાએદો હાંશેલ થશે.

એનુ કારણ ગમે તે હોય તેનો આપણથી ખુલાશો થઇ શકતો નથી તોપણ આતો ખચીત આપણને માલમ છે જે આપણા મન ઉપર તેની અસર ઘણી થાએચ તેની અસર આપણી મોજ ઉપર થાએચ આપણા કામ અને કારણો ઉપર અને આપણા વીચાર અને મત ઉપર પણ થાએચ. તેવ જુવાનીના બાહારમાં ઘણી અસર કરી શકતી નથી, આસ્તે આસ્તે મધ્ય ઉમરમાં તે માલમ પડવા લાગેચ અને બુઢાપામા વગર અટકાવે તે આગેવાંની ભોગવેચ બુઢાપામાં ખાંણુ પણુ એકજ ચોકશ ઘડીએ ખાવાની, એક ચોકસ ઘડીએ બીછાના ઉપર જવાની, એક કાંમ ચોકસ વખતે કરવાની અને કોઇને તો

વલી એક ચોકશ સ્વાદનું ખાણું ખાવાની, એકજ જાતન-
નાં કપડાં પેહેરવાની એકજ ઓરડામાં આરામ કરવાની,
આદત હોયચ અને તેમ કીધા વગર તેઓને કાંઇ ની-
રાંત પડતી નથી.

હરેક મોજનો ઘડી ઘડી અમલ કીધાથી જાંણે
આપણી અને તે ચીજની વચે કાંઇ સંબંધ હોય તેમ
હમેશાં તે ઉપર મંન લાગી રેહેચ. આ સંબંધને તેવ
કરીને કેહેચ; અને એની અસર એવી છે જે તેને વખતે
પાછી તે ચીજ મલી આવતી નથી તો તેની આપણને
બેનતેજારી ઉત્પન્ન થાએચ. તેની મોજ ભોગવતાં આદત
પડતી જાએચ અને તે બે માલુમ વધી જ્યારે ઠેઠ બુલંડી
ઉપર આવેચ ત્યારે આપણુને તેની મજાહ ઘણીજ લા
ગેચ પણ ત્યાર પછી આસ્તે આસ્તે તે મોજ કમતી
થતી જાએચ એ વીશે પાછલ વીચાર કીધામાં આ
વશે. હાલતો આપણુને જેટલી માહીતગારીછે તે ઉપરથી
એટલું સાબેત કરવા ધારૂંચ કે કેટલીક ચીજો પેહેલ આ
પણુને જરા ગમેચ અથવા મુદલ ગમતી નથી પણ તે
ઉપર માહવરો કીધાથી તેની હમેશ હાજત થાએચ અને
જે ચીજ આપણુને પેહેલે મુદલ ગમતી નથી તેનો
આપણુને શોક ઉતપન થાએચ.

ઉપર કહેલા રેશાલાનો બનાવનાર એક શખસને
ઓલખતો હતો કે જેણે બુઢાપાને લીધે પોતાની દરી-
આઇ ચાકરી છોડી અને એક કશબામાં ઘર માંડીઉ, ત્યાં
બાગીચાના એક ખુણે તેણે એક તેકડી ઉઠાવી અને તેનું
મથાળું સપાત કરી, વાંહાંણુના તુટકના જેટલી મોટી અને
તેહવાજ આકારની ફરવાની જગો બનાવી કારણકે તેની
ઉપર ફેરા ખાધા વીગર તેને ચાલેજ નહી. જુગાર રમ-
વાની પેહલાં કોઇની મતલબ થતી નથી, પણ આસ્તે

આસ્તે લોભને લીધે ફરી ફરીને તે ભુડાં લખણનો અમલ કરવાની ઇચ્છા થાએ, અને આખીર તેની તલપ કેટલી વધેચ કે એક જુગારી પારો ખાધાના પણ પુરા પૈસા નહી હોશે, અને ઘણી કંગાલી ભોગવતો હોશે તોપણ તેને જુગાર ખાનામાં જયા વગર કલ પડશે નહી. એજ માફક કેટલીક નેક આદત પણ પડેચ. એક નાંધલાં બાલકને પેહેલાં ચોપડી છાપીને વાંચવા બેસાડયું હોયતો તેને ઘણું મુશકેલ લાગશે, પણ તેજ બાલક જુવાનીમાં આવ્યાથી અને તેને વાંચવામાં પોતાની બાલક ઉમર ગુજારવાથી એવીતો હાજત થશે કે કોઇ શખશ તેને કાંઇ કામ શોફશે બલકે તેને થોડી ઘણી લવાજમ મલશે તે મુકી પોતાની કીતાબ પકડશે. તેજ માફક નેક શખશોને નેકી ઉપર અમલ કરવાની એવી તો હાજત થાએચ કે તેઓ પોતાની જીંદગી ખોઆર કરવાને પણ આચકો ખાતા નથી.

હરેક તેવ પાડવાને બે ચીજ અગતની છે, લાંબી મુદત, અને માહવરો હરેક કાંમ કરવાંને વખતે વખતે કશરત કરવી અને તે કસરત લાંબી મુદત સુધી ચાલુ રાખ્યાથી તેને તે કાંમની તેવ પડશે. કોઇ નીરદયાળુ અને ઘાતકી શખશ પણ તક મલી આવશે તો એક મોટુ નેકીનું કાંમ કરશે પણ તે શખસ નેકીવાંન અને તેને નેકી કરવાની તેવ પડીચ એવું નહી કેહવાશે, અને તેવા શખશને પોતે જે ખુબી કીધી તેની ખુશાલી પણ નહી ઉપજશે. પણ તેજ શખસને ઘડી ઘડી તેવી તક વખતે વખત મલી આવે અને તે જો તે નેકીનું કાંમ બજાવેચા કરેતો તેને આદત પડી જશે. એ પ્રમાણે દુનીઆમાં દરરોજ કેટલાક બનતા દાખલા હોશે અનેતેવા દાખલા દાનાત વાંચનારને પોતાની આસપાસ મલી આવશે.

વલી એક શખશને કીતાબ વાંચવાનો કાંઇ માહ-વરો નહી હોએ પણ તેના શોબતીઓએ વાત કીધાથી કોઇ કીતાબ વાંચવાની હાજત થઇ હોએ, અને થોડી મુદ્દતમાં લાગતો લાગત બેશી તે કીતાબ પુરી કરશે તો પણ તેનામાં કીતાબ વાંચવાની તેવ નહી પડવાની.

દોસ્તી અને દુશ્મનાઇ એ પણ તેવ પાડતાંજ મ-જબુત થાએચ. દરએક શખશ ઇઆદ કરશે કે પોતાના જાની દોસ્ત સાથે મોહબત કેમ પડી? પેહલાં બેઉ વચે શું સંબંધ હતો અને જુજ કારણ ઉપરથી એકબીજા સાથની મોહબત વધવા લાગી અને છેલે આખર દીલો-જાન દોસ્તી ઉત્પન્ન થઈ તેજ પ્રમાણે દુશમનાઇ પણ પેદા થાએચ અને તેપણ ઘણા જુજ કારણ ઉપરથી વધી હોશે વખતે તે મીનાકેશો એ દીલોજાની દોસ્તો વચે ઉત્પન્ન થાયચ. હરેક મરદ તથા ઓરતનું રાસ્ત જોડુ હોએચ અને તેઓની મોહબત અને પ્યાર આસ્તે આસ્તે વધેઆથી હમેશ સુધી ચાલેચ, પણ કેટલાક બદ ખશલતના શખશો તથા ઓરતોની એક બીજા ઉપર નજર પડયાથી તેઓ બદ સોબત કરવાને ઘણા બલેચ પણ તેઓ વચે જરા પણ પ્યાર રેહેતો નથી, અને એવા પાપી ઇનશાનોને પૈસાની અથવા જરની લાલચ ઉત્પન્ન થાએચ, તો તેઓ એક બીજાનું ગલુ કાપેઆ વગર રે-હતાં નથી. એક બાલકને એકાએક કાંઇ મીઠી ચીજ બે ત્રણ વખત લાગતો લાગત આપી હોયતો તેથી તે બાલક કંટાલો ખાશે. વલી એક શખશે બીજા ઉપર એકાએક મોટી મેહેરબાંની કીધાથી મેહેરબાની લેનાર શ-ખશના મનમાં વફાદારી ઘણી જોશમાં બલશે પણ તેઓ વચે પ્યાર ઉત્પન્ન થનાર નથી.

હરેક ચીજનો તેવ પડયાથી બરાબર વખતે તેની

હાજત થયા વગર રેહેતી નથી તે વખતે પેહેલાં દીલ-માં તેનો ઈશારો માલમ પડેચ અતે ત્યારબાદ તેની ઇચ્છા ઉત્પન્ન થાએચ પણ તેવી ચીજોની હાજત ઉત્પન્ન થયા આગમચ જો તે આપણી નજર આવી હોય તો આપણે તેની દરકાર પણ કરતા નથી. તંમાખુના અ-મલ કરનારને તેની હાજત થઇ નહી હોય તે આગમજ ગમે એવો ઉંચો તમાખુ તેની નજર આગલ ધર્યો હોય તો તેને નકામો છે પણ જ્યારે તેને હાજત થઇ તે વ-ખતે હમેશના જેવો સારો નહી મલશે, તો ઘણોજ હલકો પણ તે કબુલ કરશે. એવી તેવ પડયાથી વખતે વખત જે હાજત ઉત્પન્ન થાએચ અને ખુદરતી હાજત ખાંણા પીણાની તથા આરામ કરવાની એમાં ઘણો તફાવત છે. તેવથી ઉત્પન્ન થએલી હાજત એકજ ચીજ અથવા એકજ માણસ તરફ લગાડેચ, ખુદરતી હાજત હરેક જાતની ચીજ ઉપર અથવા હરેક માણસ તરફ મન ફેરવેચ એક એક શખશને દારૂની તલબ થઇ હોયતો તેને સરબત પાયાથી તેની તલબ મટનાર નથી પણ કોઈ શખસને ભુખ લાગી હોયતો અનાજ નહીતો મેવો અને મેવો નહીતો માસ અથવા હરેક ચીજથી તે ભુખ અથવા તરસ મટશે.

તેવ પડયાની અસર ઘણી અચરત સરીખી છે. મ ધ્યમ મોજ ઉપર વખતે વખત અમલ કીધાથી તે મોજ વધેચ પણ અમલ કરવાની ચીજ જો એક વખત નહી મલી તો ઘણીજ બેકરારી ઉત્પન્ન થશે; પણ જેમ જેમ તે ચીજનો અમલ છોડવાની તેવ પડશે તેમ તે બેકરારી પણ ઓછી થશે અને છેલ્લે તે તમામ નાબુદ થશે.

ટેવ પડયાની અને માહવરો પડયાની બીજી અશર એકતો એ હોયચ કે તવંગરોની મોજમાં ગરીબો પણ મોજ પાંમેચ. આપણે વીચારીએ કે એક મુશાફર મુ-

શાફરી કરીને એક મોટી મંજલ કાપી કોઇ ઊમરાવના બાગ અને મેહેલ નીચે આવી ઉભો અને મલી આવ્યું તો તે ખુશનુમા મેહેલ નીચે બેશી બાગનુ એક ફુલ તેણે ચાખીઊ હોયતો તે બાગના ધણી કરતાં તે મુસાફરને વધારે મોજ ઉત્પન્ન થશે કારણ કે એકને તેવી મોજ હમેશ મલી આવેચ તેથી કાંઇપણ પાંતીની ખુશ તેને ઉપજશે નહી પણ પેલા મુસાફરે તેવી ખુશાલી પેહલીજ ભોગવી અને વલી ઘણી જરૂરની વખતે.

આ બાબદ પુરી કર્યા આગમજ એક વીચાર ધ્યાનમાં રાખવો જોઇએચ કે આફરીકાના સીધી લોકોમાં ઘણીજ કાલી ઓરતો જેના દાંત બાહાર નીકલી આવ્યા હોય જેના હોત ઘણા મોટા હોએ એવી ઓરતને ઘણી સુંદર ગણેચ. અને દરએક ન્યાતમાં ખુબ સુરત ઓરત હોવાને જુદા જુદા ગુણ જરૂરના ગણાએલા છે. ચીનાઇ લોકોમાં દાંત શફેદ રાખવા એ એક મોહોટી બદ સુરતી ગણાએચ; અને અંગ્રેજ લોકો મેદીએ રંગેલા દાંત ઘણા બદ સુરત ગણેચ એવા મત દર એક ન્યાતમાં માત્ર તેવ પડયાથીજ આવેલાં છે. તેજ માફક કેટલાક શખશોને પણ આદત પડેલી હોયચ. વલી એજ માફક એક ચીતારની નકશી પાડવાની કળામાં પણ દરએક કામમાં અને કેટલાએક શખશોમાં જુદા જુદા વીચાર હોએચ. કેટલીક કીતાબોની ઇબારત એક જુબાંનમાં ઘણીજ સારી અને આલમને પસંદ પડતી હોએ અને તેનો ઘણોજ સુધ તરજુમો કરતાં બીજી જુબાંનના અને બીજી કોમ વાલાઓને વાંચતાં કાંઇ રમુજ ઉત્પન્ન થશે નહી. તેમજ એકજ નાતના લોકોનો હરેક બાબદ વીશેનો વીચાર પચાશ અથવા સો વરસમાં ઘણો ફરી જાએચ. હાલની અંગ્રેજી ઇબારત અને અસલની અંગ્રેજી ઇબારતમાં

ફણોજ ફરકછે તે હરેક અંગ્રેજી કીતાબ વાંચનારને માલમ પડશે. અસલ સ્કાટલન્ડમાં મોટી ચોરીની સજાને વાસ્તે ગુનેહગારોને ફાંશી દીધામાં આવતી હતી પણ હાલ કોઇ તેવો વીચાર ત્યાં દેખાડેતો તેની હશી થવામાં આ વશે; પણ આવતો જમાનો એવોબી આવશે કે હરેક ગુન્હાને વાશતે ફાંશી દેવાની સજા ઘણીજ ના લાજેમ છે. ઇનશાંનનો હક નથી કે પોતાના ભાઇબંધો ગમે એવાં ગુન્હેગાર હોય તેટલા વાસ્તે તેઓને ફાંશી દેવી અને તે ને આ દુનીયામાંથી તદન કાદી નાખવો. એ સઘલા વી- ચાર ફેરવવામાં તેવ મોટી અસર કરેચ વાસ્તે તેવ મા- ણસનાં દીલમાં ઘણી અમલ ચલાવેચ. પણ તેને અમલ ચલાવવા દેવો વાજબી નથી.

# સુખી માણસ કોણ ?

## મુરાદખાં મોજીમીયા અને લખમીદાસ.

મોજીમીઆં-(પોતાના મનમાંજ બોલે છે.) "હા હા હજુર હું બચુ છેઉ હું મોટો થાઉ તો મારે બીજું કાંઇ કરવું નહી મારા બાપની દોલત પુષકલ છે બેઠો બેઠો બ્યાજ ખાયા કરૂં અને સરવે પ્રકારની મોજ ભોગવું. લોભી લોકોના જેવા બેવકુફ કોઇ નહી, તેઓ પાસે ગાંશડી બા રે છતાં દમડી દમડીને વાસ્તે હજારો તરાંની અગવડ ભોગવેચ તેઓને તેહવાર અને સાધારણ દીવસ એક સ- રખા છે. તેઓ નહી જોતા રાત કે નહી દીવસ પણ જેમ તેમ પઇસો એકઠો કરવો અને તેટલું બધું કરવાથી હાં-

શેઃ શું થાએચ કે તેઓના અંત સુધી હમેશા તેઓ ખ્વાસતી રાખેચ કે રખેને કાંઇ ગેબી આફીઅત બને અને તેઓની આખી જીંદગી સુધી રંજ ખેંચીને મેલવેલી દોલત ફના થાયે મારે કાંઇ તેવું કરવું નથી માત્ર આ દોલતની ઉપરજ સંતોષ રાખીને દુનીયાંની સર્વે લેહેજત ચાખુ એ મારી મોટી ઇચ્છા છે".

મુરાદખાં–(પોતાના મનમાં) "ઇશ્વરે મારા માબાપને તો મુફલેશ કીધા છે તોપણ તેને મને અકલ બખશી છે–આએ તકલીદી દુનીયાનાં દરીયાવમાં મારા નશીબનુ જહાંજ છુટે શકેખેડુ જે બને તે ખરૂં ફરતો આશમાન છે. કદાચ મારો પણ એવો દીવસ આવશે કે જ્યારે આ મારો મુફલેશ લેબાસ છોડી દઇ બારે ભાર પરાકરમ કરૂં. હાલ દુનીયાં મને ખાતરમાં પણ ગણતી નથી પણ પરવાર નહી જેમ સુરજ વાદલામાં ઘેરાએલો હોય ત્યારે કોઇ તેની કીરતીને પીછાંનતું નથી પણ જ્યારે તે ખુલો આએ દુનીયામાં કેટલાક માહાભારત ચમતકાર ઉતપન કરે છે તેમ હું જો હાલ મુફલેશીના વાદલામાં ઘેરાએલો છું તોપણ કોઇ વખતે મારી કીરતીના કીરણો પૃથ્વીના ચોખંડ ભાગમાં ફેલાશે".

લખમીદાસ (એકલો) "મારા બાપ દાદાથી વેપાર તો ચાલતો આવ્યો છે પઇશા વગર દુનીઆમાં સુખ શાનું માટે. દમડી દમડીની કશરતો મારે કરવી અને જેમ મારી તીજોરી ભરાશે તેમ હું સુખ પાંમીશ "દાંમ કરે કામ અને લોંડી કરે સલામ" આબરૂ ઇજત જે કાંઈ છે તે પૈશાથીજ છે પૈસો હોય તો સર્વે ચીજ મલશે અને નહી સગા હશે તે સગા થાશે. પૈશો હોશે તોજ લોકો મારી ઉપર પ્રતી કરશે ત્યારે બીજું સું જોઇયે. ?

કેમ મુરાદખાં દોસ્ત તમારી શી ખબર તમે હમેશાં

દલગીર કેમ દેખાવો છો તમુને સુખી જોવાને હું ઘણો ઇનતેજાર છું, શું તમો મુદ્દલેશ છો તેટલા માટે જો તેવું હોયતો મેહેનત કરો હજુર આપણે જુવાંન છઇએ. રાતને દીવશ હરેક પ્રકારનો ઉદયોગ કરશું તો દોલત મલ્યા વગર રેહેશે નહી.

મુરાદખાં ભાઇ—હું કાંઇ દોલતવાન થવા માગતો નથી પણ ઇશ્વરે મને એવો ચંચલ કીધો છે, એટલું છતાં કોઇ મને ગાંઠતુ નહી—મંડલીમાં દોલતફતેસીંહ નામનો કાબેલ શખશ કેહેવાએચ તેને ગયા સુકરવારને દીને તે મંડલીના સભાસદોએ એટલું માંન આપીઉ કે મારાથી તેનું બેઆંન થઇ શકાતું નથી. અને જ્યારે હું બોલવા ઉઠયો એટલામાં લોકો મારા બોલવાની આગમજ તો હશેઆ અને જરા વીચાર કરતે તો તેઓ જાણતે કે હું વાજબી બોલુંચ તોપણ મારી સલાહ કોઇને પસંદ પડી નહી. દોલતસીંહ તો ડાહ્યા માણુસ તેવણ ઉમરે મોહોટા ખરા તેથી ભાઇ દુનીઆં એવીજ છે માણસના ખરા ગુણ પીછાંને નહી. મારા કરતાં ઉમરે મોટો હોય, અથવા જરા દોલતવાન હોય, એટલે તેઓ ડાહ્યા કેહેવાય. મારી આફીસના હેડ કલારકને કાંઇ આવડતું નથી તોપણ તે મારી ઉપર હુકમ ચલાવવા માંગેચ અને તે મારાથી શેહેવાતું નથી. મારી ઉપર બીજા કલારક છે તેઓ સર્વે કાબેલ હોય કે નહી હોય પણ મારી ઉપર તેઓ શા વાસ્તે પોતાની મોટાઈ દેખાડે છે મારે ને તેવણને શું છે હું કદી તેઓને ખાતરમાં ગણુતો નથી.

લખશમીદાસ—"ભાઇ તમે કાંઇ જુદીજ જાતના માણુસ દેખાવો છો. તમોજ કેવો છો કે—મંડલીના સભાસદોએ મને કાંઇ આબરૂ આપી નહી પણ તેઓ તમુને આબરૂ શા વાસ્તે આપે જે તમારી આફીશના ક-

લારકની તમો કાંઇ દરકાર રાખતા નહી તેમ તે સભા: સદો તમારી પણ દરકાર રાખતા નથી. દોલતસીંહ વડા છે તેવણ ઘણા કાબેલ નહી હશે તો ખેર પણ તેવણની ઉમર પ્રમાણે તેવણને વધારે માહીતગારી હશે અને તેવણની સલાહ પ્રમાણે ચાલયાથી તે મંડલીને આગમજ ફાયદો હાંસેલ થયો હશે માટે તેઓ તેની મસલતને ઘણું માંન આપીને સાંભલે છે—ભાઇ તમારી કાબેલીઅતતો તમારી કીતાબમાંજ અને તમારા મગજમાંજ રહેલી છે તેથી કાંઇ દુનીઆંને ફાયદો થયો નથી અને વલી તમારી ચાલચલણ તો એવી ગરૂરી ભરેલી છે જે લોકો તમુને અણુશહમજુ અને નાદાંન કેહે તેમાં નવાઇ શું ? ભાઇજી તમો બીજાઓને આબરૂ આપો તો બીજા તમુને આપે તમો પોતે માંન મેલવવા માંગોચ પણ તમારા કરતાં વધારે સારા ગુણના તથા આબરૂ પાંમેલા શખશોને તમે આબરૂ આપતા નથી ત્યારે દુનીઆ તમુને શા વાસ્તે આપે ? તમારા ગુણતો કાંઈ જાહેર થયા નથી. વારૂં ભાઇ તમે મોજીખાંને વીસે કાંઇ સાંભલયું તેવણનો બાપ આજ શાત વરસ થયાં સ્વર્ગવાસી થયોચ ત્યારનાં તેવણ સર્વે પાંતીની જહાવ જહાલીમાં તથા એશઆરમામાંજ દોલત ગુમાંવી અને હાલ તેવણ ઘણા આજારીછે તથા પાસે એક દોકડો મલે નહી.

મુરાદખાં—"ભાઇ તેના જેવો બેવકુફ કોઇ નહી. તમો જાણોચ કે આજ જેછે તે પૈશાને માંનછે અને પૈશા હોયતો માન મલે અને સઘલી પરકારનું શુખ હાંસેલ થાય એટલું છતાં તેને જહાવ જલાલીમાં કાંકરાની માફક પૈશા વેરઓ ધારીઉ કે પોતે સુખીછે પણ તેને કોઇ રીતે સુખતો ભોગવીઉ નહી તે હંમેશાં પોતાની જીંદગીની ધાસતી રાખતો હતો અને મહીને મહીને પચાશ અથવા

સાડ રૂપીઆનું ડાકટરનું બીલ થાયચ. દુનીયામાં આ-
પણે પેદા થયાચ તે માતર જહાવ જલાલી ભોગવવાજ
નથી જન્મયા અલબત આપણે મોજ પણ કરવી, પણ છેક
અતીશે કરવી તે કાંઇ ઠીક નહી ભાઈ તમે વલી છેક
કંજુશાઇ કરોચ અને દમડી દમડીની વાંણ કરોચ પણ
તેમાં તમારી ભુલ છે ભાઇ ઇશ્વરે જેજે ચીજ પેદા કી-
ધી છે તે સર્વેનો ઉપીઓગ હોયચ. કોઇ ચીજ નકામી જ-
તી નથી, લોહોડાં જેવી અગતની ચીજ બીજી થોડીજછે
તોપણ એ ચીજની બનાવેલી છરી વખતે ઘણાંજ ભુડં
કામમાં વપરાએચ, તેજ માફક દુનીયામાં સરવે લેહેજત-
દાર ચીજો તે કીરતારે આપણને બખશેલી છે. પણ તેમાં
અતીસે છુટ લઇએ અને કવખતે ભોગવીએ તો ઉલટુ
શુખને બદલે દુખ પેદા થાએ સમજુ માણસ તેને કહી
એ કે દુનીયામાં સરવે વાતની માહીતગારી મેલવે, મોજ
ભોગવવાના તથા સુખ મેલવવાના બીજા ઘણાંક ઉપાય
છે–ભાઇ તમે મારી પણ ભુલ ભાજી હું સમજતો હ
તો માંન તથા આબરૂ મલે એજ સુખ છે. અલબતાં તે-
થી સુખ ઉતપન થાયચ પણ તે સાથે સુખ ભોગવવાનાં
બીજા ઘણાંક રસ્તા છે કેટલાક લોકો દોલત મેલવીને કો-
ઇ તે દોલત જહાવ જલાલીમાં વાપરીને, કોઇ ખેરાત કરી
હજારો કંગાલ માંણસોના દુખ નાબુદ કરીને, કોઇ પોતા-
ની મીઠી જુબાનથી લોકોનો પેયાર મેલવીને, કોઇ રંજ
ખેચી પોતાના ભાઇબંદોને મદદ કરીને કોઇ પોતાના મ
નમાં ખુશાલી ભોગવીને કોઇ વીદીઆનો અમે અભ્યાસ
કરીને સુખી થાયેછે ભાઈ કેટલાએક લોકો ફરીયાદ કરેચ
કે આએ દુનીઆમાં દુખ શીવાય બીજુ કાંઇજ નથી
અને ગોયા ખોદાએ આપણને દુખ ભોગવવાજ પેદા કી-
ધા છે પણ તેવો વીચાર તદંન ગલત છે. ઇંગ્રેજી શાહેર

સેક્સપીયર કહી ગયોછે કે "thinking makes it so" યાને આપણે જો વીચારયે અને સંતોષ પાંમીયે તો સુખી રહીશું પણ કેટલાક લોકો કદી સંતોષ પાંમતાજ નથી અને તેઓ કદી સુખી હોયજ નહી. વલી હાલ મોજીખાંનનો કોઇ દોસ્ત રહયો નથી કારણ કે તેના જે નાંમના દોસ્તો હતા તેવણે તો જહાવ જલાલી ભોગવી હવે વધારે લેહેજત મલશે નહી તેથી છોડીને જતા રહયા તેને જો અસલથી એક અથવા બે દોસ્તને પોતે દીલોજાંનથી ચહાયાહતે અને તેઓની સલાહ પોતે લેતે તથા પોતાની સલાહ તેઓને આપતે તેઓંને મોજ કરાવવાને તેઓના સુખમાં વધારો થાય એવું જો કરતે, તો હાલ તે સુખી થયા વગર રેહેતે નહી. ભાઇ કેટલાક લોકો ફરીયાદ કરેચ કે હમે દુઃખી છીએ–પણ આ વાજબી વીચારસુતો આપણા કીરતારની દાનાઈ માલમ પડે આ વગર રેહેશે નહી તમો જુઓચકે આપણી આશ પાસ કેટલાક મુફલેશ કુટુંબ રેહેચ તેઓ ઘણીક કંગાલી ભોગવેચ તથા ઇશ્વરે એવું કીધેલું છે કે આસ્તે આસ્તે માણુસ પોતાની ઉપર જે અધરાઇ પડેચ તે નાંબુદ કરી શકેચ અને જ્યાં સુધી તે અધરાઇ અથવા દુખી રેહેચ ત્યાં સુધી તેની ઘણી ખરી અશર માલમ પડતી નથી. હરેક માંણસ જે હંમેશાં આભરી ચાલતો હોશે તેપણ આશા રાખેચ કે કોઈ દીન એ દુખમાંથી હું છુટશ અને તે દુખની પુરી અસર તેના મનમાં હંમેશાં રેહેતી નથી. પણ તે સાથે તે માણુસનુ મન તેની આસપાસની બીજી ચીજો ઉપર લાગેચ ત્યારેતો તદન પોતાનું દુઃખ વીસરી જાયચ. અમેરીકાના ગુલામ લોકો ઉપર જો તેઓના ધણી ગમે એવા જુલમગાર હોએચ તેઓપર હજારો જાતની જાસતી પડતી હોએચ તોપણ તેઓ આસ્તે આસ્તે

સઘલુ દુખ વીસરી પોતાના દેશથી પોતાનાં કુટુંબમાંથી
જુદા પડયા હોએ તે સરવે વીસરી જય સારો દીવસ
મેહેનતમાં અને રાત હુગમાં ગુજારેચ અને તેઓને પો-
તાના દુખ ઉપર વીચાર કરવાને કદાચ વખત મલેચ. તે
સાથે પોતાની આસપાસ બીજા કેટલાક માયાલુ ધણી
ઓને જોએચ ત્યારે તેઓ પણ આશા રાખેચ કે કોઇ
વખતે તેઓનો જુલમગાર ધણી મરી જશે અને કોઇ
માયાલુ ધણીના હાતમાં જશે. તેજ માફક હરેક માંણુસ
ઉપર કાઇ વીપતી પડતી હોયતો પેહલાં તે વીપતી તેના
થી ખમાઇ શકાતી નથી પણ થોડી મુદતમાં તે જોએચ
કે પોતાનાં જેવાં બીજા ઘણા સખશોને એ કરતાં વધારે
વીપતી પડેચ ત્યારે તે પોતાની વીપતી વીસરેચ.

## મોનશીઊ ગીઝોની નશીઅત.

"પુરાતમ જમાનાના આપણા વડવાઓ પારોથી
આપણને ઘણું મલે છે અને આવતી ઓલાદ આપણી
પાસેથી વધારે માગશે આપણા દરએક કરમનો હીસાબ
આવતી ઓલાદ આપણી પાસેથી લેશે. હાલના જમાના-
માં દરેક પ્રજાની તથા દરેક સરકારની ચાલ ઉપર તકરાર
ચોકસાઇ થયા વગર રેહતી નહી અને તેનો જવાબ આ-
પ્યા વગર રેહતી નહી અને તેનો જવાબ આપ્યા વગર
પ્રજાથી અથવા સરકારથી નચીંત રેહેવાશે નહી તેટલા
માટે આપણા સુધરાઇના વાજબીપણાના ઇનશાફના અ-
ધીકાર પ્રમાણે જાહેરાંતના તથા છુટાપણાના કાયેદા પ્ર-
માણે આપણે ઘણી હીમત તથા યેકીન રાખીને ચાલવુ

જોઇએ અને આપણે સઘલા કારભારની જાહેરાત માંગી-એચ કે કોઇ પણ આપણા લાભમાં હરકત કરી શકે ન-હી ત્યારે આપણે પણ યાદ રાખવું કે જેટલા વાજબી કારણથી આપણે સવાલ કરીએ તેટલાજ વાજબીપણાથી પાછલી ઓલાદ પણ સવાલ કરશે અને આપણી પણ ફરજ છે કે આપણી ચાલ ખુલી જાહેર કરવી અને સઘલાઓની ખાતરી કરી ખુશી કરવા ઇઆને આપણા કરમો પણ દુનીયા તપાસવા માંગશે અને વખત આવશે ત્યારે આપણી ચાલ ચલણ ઉપર પણ તકરાર અને ચો-કશાઇ થશે તથા ઇનસાફનાં તરાજામાં તોલાશે."

આએ નશીઅત ઘણીજ વાજબી છે અને હરેક દાંનાવ શખસ એ ઉપર અમલ કર્યા વગર રેહેશે નહી. ખરેખર આપણે કાંઇ અણઘડપણાના હંધારા દરીઆવ-માં વસ્તા નથી કે આપણા મોહોટની સાથે આપણાં સર્વે કરમો ધંકાઈ જશે અને વલી વખત જાએચ તેમ તે અંધારા દરીઆવની ખબર પણ આપણને થતી જા-એચ ત્યારે આપણા કરમો તો ખોલી રોશનીમાં છે. આ ખી દુનીઆ જોએચ જે નથી હવે મુગલાઇ રાજ કે હ-રેક બલવાંન અને વગવાલા શખશો પોતાના કરતુકો સ-ઘલા છુપા રાખશે નહી તે જમાનો જ્યારે એક શેહેરમાં એક કે બે માતબર શખશો હતા અને તેઓ પોતાના પૈસાના જોરથી આખાં શેહેરની મુફલેશ રૈયતનાં મોહડાં બંધ રાખતા હતા. હાલ જાહેર ખબરનાં આપનારાઓ અને કીતાબોના બનાવનાર શખશો મુરબી એક અથવા બે શેઠીઆ નથી પણ વાંચનારી આલમ છે અને દરએક શખશની ફરજ છે કે પોતાના મુરબીનો લાભ સંભાલે પણ તે જો કોઇ એક અથવા બેની લાંચ ખાઇ આલ-મનો ફાયદો નહી જોયતો તે આલમનો બેવફા અને ની-

મકહરાંમ નોકર કેહેવાશે અને તેની ઉપર આલમ તથા તેના ભાઇબંધો તરત ધીનકાર નાખશે. નથી તે વખત હવે કે જ્યારે ગીજનીનો સુલતાંન મહમુદ ફીરદુશીનો મુરબી થઇ સુનાના દીનારને ઠેકાણે રૂપાંનાં દીનારની તેને લવાજેમ આપી અને ફીરદુશીને મહમુદની બદગોઇ લખવી પડી. નથી હાલ તે વખત કે જ્યારે વચલે વાગેના લોકોને પોતાની રોતી પેદા કરવામાં આખી જીંનદગી ગુજરતી હતી અને તાલેવાંન લોકોનો પોતાની દોલત સંતાડવામાં સઘલો વખત જતો હતો હાલનાં જમાનામાં સઘલે વાગેનાં લોકોને છુટ છે. કેલવણી મેલવવાને જોગવાઇ છે તે કેલવણી સારે મારગે અને ખાસ આલમના લોકોનો ફાયદો હાંસેલ કરવામાં કામે લગાડવાની ટક છે અને એટલું છતાં આપણે જો જંગલના ઢોર જેવાં ઢોરો રહીએ તો આવતી ઓલાદ બલકે આજ ઓલાદના પારકા દેશના શખશો આપણી ઉપર ધીટકાર નાખશે. અલબતાં આદમ જાતનો ઘણોખરો ભાગ પોતાના પેટના ચાકર છે અને તેટલા વાસ્તે હાલની ઓલાદ આપણા કરમો જોશે કે ઘણા ઘેરવાજબી છે. તો પણ વખતે તેઓ ખામોશી રાખશે પણ આવતા જમાનાના લોકો એ બાએની કાંઇ આપણી પાશે આશા રાખશેજ નહી અને જ્યારે તેઓને લાલચ મલવાની આશા નહી ત્યારે ઘણા લાલચુ શખશો પણ ઇનસાફના તરાજાં પકડયા વગર રેહેશે નહી અને તે વખતે ઇનસાફ વાજબી થયા વીગર રેહેનાર નહી તથા વખત ગુજરયાથી આપણા દરએક કરમની પુરતી શાહેદી તવારીખથી મલી આવશે અને કોઇ પણ આપણી તરફેનમાં બોલનાર નથી, શીવાએ આપણા નેક કરમો. વલી હાલ આપણી સરકારને અરજ કરવાની તથા ઘટતા હક મેળવવાની આ

પણને છુટ છે અને એટલું છતાં જે હકની આપણને
જરૂર છે તે આપણે તસ્દી લઇને મેળવીએ નહીતો આ-
પણી પાછલી ઓલાદ આપણને બદ દુઆ દેશે કે આ-
પણે એવા તો શું હીચકારા અને આલસુ હતા કે જો-
ગવાઇ મલી તે છતાં તેનો સારો ઉપીયોગ કીધો નહી.
કદાચ કોઇ શખશને પોતાના બાપનાં પાસેથી એક જુજ
વારશો મલ્યો હોય અને તેને પોતાની આખી જીંદગી
જેટલો વપરાયો તેટલો વાપરી બાકીનો પોતાના બાલકને
વાસ્તે મુકી ગયો હોયતો તેના બાલક તેનો કોઇ પાંતીનો
પણ ઉપકાર માનશે ? કદી નહી. ત્યારે તેજ માફક આ-
પણા હાલના હક અને છુટ ઘણાં થોડાંછે પણ તે વધા-
રવાને આપણી પાસે પુરી જોગવાઇ છે. જો આપણે
ચાહીએ અને ઘટતી કોશેશ કરીએ તોપણ તે કરવાને
બદલે અંગ્રેજોનુ મોહ રાખવાનો ઉલતા તે હક વધારવા-
ને બદલે જે આપણાં બાપ દાદાથી મલેલા હકબી છોડી
દઇએતો આવતી ઓલાદ આપણને શું કેહેશે ? દરએક
માણસની ફરજ છે જે પોતાના બાલકનું ભલું ઇછવું
અને જેમ બને તેમ તેના લાભ અને સુખ, વધારવું.
જો હાલના જમાંનાના સર્વે વગવાલા શખશો એક-
ઠા થઇને પોતાના બચાંઓના લાભ વધારવાને બદલે ઘ-
ટારો કરેતો આપણે પોતાની ફરજ અદા કરવાને બદલે
ઉલતા ચાલ્યા બરાબર છે અને આપણે મોટા થપકાને
લાયક થઇશું.

આપણે ખેઆલ કરીએ કે ઇંગલંડના હાલના પા-
રલામેન્ટ મધેનો એક શખશ પોતે જે કશબાનો લાભ
વધારવા અને તેઓ ઉપર પડતી પીડાઓ [illegible] પા
રલામેન્ટમાં ગયો હોય પણ ત્યાં જઇ બીજાઓનુ મોહોડુ
રાખવા પોતે કાંઇપણ પોતાની આલમનુ સુખ વધારવું

નહી પણ ઉલટો જે હક હતા તેપણ ખોઇ બેશે, અને "ન્યુશ પેપરોથી તે કશબાના લોકોને તરત માલમ પ-ડયા પછી પારલામેન્ટ પુરી થયા બાદ તે પોતાનું મોહડુ તે કશબાના રેહવાશીઓને દેખાડી શખશે? નહી. તો તેજ માફક આપણે આવતા જમાનાના વકીલો છઇએ. આપણી ફરજ છે અને આપણને સઘલી રીતે છુટ છે કે વાજબી રાહે તેઓને દોલત, સુખ, છુટાપણુ, કેલવણી તથા નીતી વધારી શકીએ પણ એટલું છતાં આપણે કાંઇ કરીએ નહીતો પછી તવારીખના પાનામાં આપણે આવતા જમાનામાં મોહોડુ કેમ દેખાડશું? ખરેખર આ એ ટુક નશીઅત ઉપર આપણે વધારે વીચારીએ તો આપણને વધારે શીક્ષા મલશે–પણ જો તેની ઉપરથી થોડીજ નશીઅત લઇ આપણે ચાલીએ તો બશ છે. કારણકે આપણને જવાબ દેવો ભારી પડશે. આપણે આપણા બાપદાદાઓ પાશે હરેક ચીજનો સવાલ કરીએચ અને તે જો નહી મલ્યો તો આપણે ઘણા ગુશે થઇએચ તો તેજ માફક આપણા બચાંપણ આપણી ઉપર ફીટ-કાર નાંખશે. અને આપણી સાથે ગુસ્સે થશે માટે ઉપર કરેલી મોનશીઉ, ગીઝોની નશીઅત ઉપર દરેક માનવી એ વીચાર કરવો જોઇએ.

## વાએદો કરવો.

### "શેઠ કાલે તમારૂં કાંમ થશે"

અકલમંદ વાંચનાર ઘણીખરી વખતે આપણાં દે-શીઓમાં ઘણાં ખરાં સત્ય વાંગેના લોકોના મોડાંમાંથી એવા અથવા એવી મતલબના બોલો તમે સાંભળ્યા હોશે

સુથાર, લુહાર, દરજી, દુકાનદાર, મેહેતા અને કોઇ વખ-
તે કોઇ વેપારી પણ એવા વાયદા દેય. અને તે વાએદો
ઘટતી વખતે બજા લાવવા કદી દરકાર રાખતા નથી વ-
ખતે તે કામ બની આવવાને લાંબી મુદત જોઇતી હોય
તેની તેઓને ખબર હોય તે છતાં પણ "શેઠ આ હા-
થમાં ને હાથમાં તમારૂં કામ કરીને આપુ અને શેઠે પીઠ
ફેરવી કે શેઠનું કામ એક ખુણે પડયુંચ" ફકર શું છે–
કામ તો મોકું વેલું કરી આપવું છે બીજું શું? રોજ
આપણા હાથમાં છે શેઠ આવીને ધકો ખાઇને પાછા જા
એ "શેઠ હમણાં આપુછું એક કલાક પછી આપું છું.
બપોરે આપીશ" અને કાંમ તો હજુ ખુણે પડયું છે.
આખર શેઠ ઘણા ગુસ્સે થાય અને કેહેકે ચાલ લાવ મને
પાછું આપ બીજી દુકાંને કરાવું ત્યારે તે કાંમ કરવાને
શરૂ કરે. એ પ્રમાંણે ઘણીખરી વખતે બને છે એમાં
કાંઇ શક નથી અને ઘણી એક વખતે બીચારા શેઠ જો
અણજાંણાં હોય તો એક બે રૂપીઆના કામને વાસ્તે શે-
ઠને શોએક રૂપીઆનો ગોદો લાગે, "શેઠ હું શું કરૂં
તમે મને આગમજથી કાંયે નહી ચેતાવીઓ હું તમને
તરત કરી આપતે." પણ માત્ર કારીગરો એમ કરે છે
એટલુંજ નહી. ઘણીખરી વખતે એક દોસ્તને બીજા
દોસ્તે કામ સોંફેલું હોએચ તો છ મહીને હડાઇ કોશ તે
કાંમ ચાલેચ. દેવાદાર પોતાનાં માંગનારને વાયદા ઉપર
રાખી મહીનાને મહીના કાહાડી નાંખેચ અને આ દેશમાં
એવી લઢણ એટલા સુધી પડી ગએલી છે જે કેહેવાત
ચાલી આવીચ કે, આપ મરેબી નહી ને સવરગ પોંહોંચે
પણ નહી. અલબતાં કોઇ કેહેશે કે એવી લઢણ આજ
દેશમાં નથી પણ સરવે ઠેકાંણે અને સરવે પ્રજાઓમાં
છે. ખરેખર હરેક સુધરેલા દેશમાં પણ કેટલાક શખશો

આલસુ અથવા છાકટા અથવા બીજા ખરાબ વેશણુ વાલા હોશે, જેઓના બોલવા ઉપર કોઇ ઇતબાર રાખી શકે નહી પણ આપણાં દેશમાંતો એ જુદાજ આકારમાં માલમ પડેચ. નહી કે ખરાબ વેશણવાલા અને સરવેના જાણીતા જુઠુ બોલનારા એવો જુઠો વાયદો કરેચ. કેટલા એક સખશો બીજી સર્વે પ્રકારે ઇતબાર રાખ્યા જોગ પણ, એવા થપકાને લાયક છે કાંએકે માત્ર તેઓને એવી લઢણ પડી રહી છે. એ લઢણ પડી રહી જેને લીધે ઇંગ્રેજ લોક આપણને વારેઘડીએ થપકો આપવાને તૈયાર છે. તેના ઘણાંએક કારણો છે એકતો આપણાં દેશની ગરમીની રૂતુ જેથી કરી એક શખશ ગમે એવો પોતાનકાંમને વલગી રહયો હોય તોપણ બે અથવા ત્રણ કલાંકમાં તેને પોતાનું કામ છોડી થોડો વખત સુધી આશાએશ લેવાની જરૂર પડેચ, અને તે કામ છોડયું એટલે પાછું પકડવું ઘણું મુશકેલ પડેચ. બીજું એકે અસલ રાજમાં હરેક ચોજનો ખપ થોડો તેથીં જે કારીગરો ઘણાજ પંકાયલા અને વખણાએલા હોય તેઓજ પોતાની કારીગરી ઉપર પોતાનું ગુજરાંણ ચલાવી સકતા હતા, અને તેઓ સાથે સરાસરી કરનારા કોઇ બીજા હતા નહી તેથી તેઓ જ્યારે મનપર આવે ત્યારે બે ઘડી કાંમ કરે અને પછી પાછા પાંન તંબાકુની બીડી, અથવા ભાંગનો લોટો લઇને પડી રેહે, કેટલાક હાલનાં કારીગરો પણ તેવાજ રેવાજ પ્રમાંણે ચાલે છે; કારીગરો તો શું પણ ઘણાં ખરા સર્વે ગાંમઠીઓ વાયદો આપ્યો હોય તેની દરકાર કર્યા વગર ગોઆ પોતાને કાંઇ કાંમ હોયજ નહી તેમ તેઓ નચીંત બેસી રેહે છે. અલબતાં ઇંગલંડમાં પણ કેટલાક કારીગરો અઠવાડીયામાં ત્રણ ચાર દીવશ લાગત પોતાનાં કાંમે બેશેચ અને પછી શનીવારની સાંહાંજથી

તે જ્યાં સુધી પોતાનાં ત્રણ ચાર દીવસ કમાઇ ખરચાઇ જાય ત્યાં સુધી છાકટા થઇને પડે છે, પણ તેઓ કોઇનું કાંમ લઇને અટકાવી રાખતા હોય એવું માલમ પડતુ નથી અને તેવા છાકટાઓને કોઇ ધીરતું પણ નથી. એ ઠપકા ભરેલી લઢણનું ત્રીજું કારણ એકે મુસલમાંની રાજ થયા છતાં અને તે કરતાં વધારે ઇંગ્રેજી રાજ્ય આવ્યા પછી હીનદુસ્તાનના અસલી સાચાં લોકોમાં જુઠુ બોલવાની ભુંડી આદત પડી ગઇ છે એવું નહી સમજતા મુસલમાંની અને અંગ્રેજી રાજવાલાઓની નકલ કરીને ગાંમઠી લોકો જુઠુ બોલેછે, પણ એ રાજ્યવાલાઓને શખ્ત ધારા તથા તેઓનાં રાજકારભારમાં ધણીક બારકીને લીધે કેટલીક વખતે ભોલા અને સાદા શખશો ફાંદામાં પડેચ અને જાહેર ચોર હોએચ તે છુટી જાએચ તે ઉપરથી ગાંમઠી લોકો પોતાનાં પુરાતંમ બાપદાદાઓનું ભોલાપણું તથા સાદાઇ છોડી દઇ વખત જોઇ તે પ્રમાણે ચાલવા લાગા. વલી આસ્તે આસ્તે તેઓનો અસલ પોતાનાં ધરમ ઉપર ઇતબાર હોવાને લીધે જેથી તેઓ જેટલા રાજકારભારની શીક્ષાથી દરતા નહી હતા તેટલા પોતાનાં દેવોથી દરતા હતા તે દર તેઓનો ભાગી જવા લાગો અને તેઓને કેલવણી મલેલી નહી, તેથી તેઓને કશી પાંતીનો દર રહેઓ નહી. હવે વાંચનારાઓએ વીચાર કરવો કે હરેક અસલી રાજને બદલે બીજુ રાજ આપવું અને લોકોની એક હાલતમાંથી બીજી ઇઆતો વધારે સુધરેલી કે ઇઆતો વધારે બીગડેલી હાલતમાં જવું, કેટલું ભએ ભરેલું છે તથા રાજકારબાર ચલાવનાગએ એક પ્રજાના ધારા બાંધવામાં તે પ્રજાના પુરાતમ બાપ દાદાઓની ચાલચલણ ધ્યાનમાં રાખવી કેટલી અગતની છે, અને હાલ કમ્પનીની કેટલીક દરબારોમાં ધણી ખરી ઠગાઇ

અને લુચાઇ ચાલેચ જે આગમચ હતીજ નહી તેનું મુ-
ખ્ય કારણ એ છે કે કેટલાએક અંગ્રેજ બલકે સઘલા
અંગ્રેજ લોકો જેઓને આએ પુરાંતમ દેશ ઉપર રાજ
કરવાનો અધીકાર મલ્યો છે, તેઓ એ દેશના અસલી કા
યદા અને રેવાજથી તદન અણજાણ્યાં છે, તથા તે વીશે
તેઓ કાંઇપણ વીચાર કરતા નથી. હમારા દાનાવ વાંચ
નાર જોશે કે આએ ઉપલા ફકરા આએ બાબદ સાથે
કાંઇ સંબંધ રાખતા નથી પણ આપણે જરા લાંબો
વીચાર કરશું તો માલમ પડશે કે એ ફકરાઓ આએ
બાબદ સાથે કેટલોજ સંબંધ રાખેચ કે હરેક રાજની
પ્રજાનો ધંધો રોજગાર અને મેહેનત વધાર્યામાં રાજકા-
રભાર તથા તેના કાયદા કેટલી અસર કરેચ. હવે આ-
પણે વીચારીએ કે આએ પ્રમાણે વાયદો કર્યા છતાં તે
કામ વખતસર તૈયાર નહી કીધુ હોયતો તેથી કેટલું નુ-
કસાન થાયચ કે જેનું બેઆન થઇ શકાતું નથી.

હવે એવા જુઠા વાયદા દીધાથી કેટલીએક તે નુક-
સાની થાયેછે તેનો આપણાં મનમાં પુરો વીચાર આવ-
શેજ નહી. પેહલા તો હાલના જમાનાના આપણા ગાં-
મડી લોકોમાં એક બીજા ઉપર એતબાર રેહેતો નથી.
શું ઘણા ખરા શેઠ પોતાનાં ગુમાંશતાઓને એવો હુકમ
નહી કરતા કે "આજથી તેની પાસે જતા રેવોતો જે
દીને આપણને જોઇશું તે દીને તે આપે બે દીવસ આ-
પણાં ઘરમાં પડયું હોયતો કાંઇ ચીંતા નહી" શું દાનાવ
વાંચનાર તમોને કોઇ દીવસ એવી તકર પડી નથી, કે
ફલાણા શખસે પોતાનાં વાયદો પ્રમાણે વખતસર કામ
બજાવ્યું નહી તેથી તમોને સેંકડો રૂપીઆની નુકસાની
થાતે અથવા તમારી આબરૂને નુકસાની પોહોંચતે પણ
સારાં નશીબે તમે બચી ગીયા અને એવો ઇરાદો તમે

કાઇ દીને નથી કીધો કે હવે પછી જેમ બને તેમ આ-પ જાતે ચોકસાઇ કરવી અને બીજાઓ ઉપર જેમ બને તેમ ઓછો ભરોશો રાખવો? અને શું એ પ્રમાણે ઘ-ણીખરી વખત બન્યા વગર રેહેચ? હવે કદાચ એવું બને (ઘણી ખરી વખતે બનતુ પણ હશે) કે હાલ આ પણાં પુરાતમ દેશમાં રેલવે અથવા ઇલેકટરીક ટેલીગરાફ અને એવાં બીજા માહાભારત કાંમો ચાલેચ તે મધે ક-દાચ એક ચીજની જરૂર પડી હોય અને તે ચીજ બના-વનારાઓ વાયદો કીધો હોય કે ફલાંણે દીવશે તૈયાર થશે અને વાયદા.પ્રમાણે તેઓમાંના એક જણે પોતાનો ભાગ બરાબર તૈયાર નહી કીધો હોય તો તે એક માણુસની આ ળસાઇને લીધે તે સઘલા બનાંવનારો ઉપર ઠપકો, પડે અને તેઓ ઉપર ફરીને વીશ્વાસ રાખવામાં આવે નહી તે સાથે કદાચ તે ચીજ વગર બીજા સેંકડો માણુસોનુ કાંમ અટકી રહયું હોયતો તેથી કેટલી નુકસાની થાય તે દાનાવ વાંચનારોએજ વીચારવું? કેહવત છે જે "એક ખીલા વગર નાલ નકામી"—નાલ વગર ઘોડો નકામો તેમ એક જુજ ચીજ વગર વખતે મોહોટૂ માહાભારત કામ અટકી રેહેચ અને તેનો દોસ કોણુની ઉપર? આએ દા ખલો તો માત્ર વીચારેઆમાં આવ્યો છે પણ હમે બેધ-ડક હીમત રાખીને કહીએચ કે આપણા ગાંમઠી લોકોમાં એવા જુઠા વાયદા દરરોજ શેંકડો દેવામાં આવેચ અને તેની નુકસાની શું શું ઉપજતી હોશે તે હમે કહી શકતા નહી. એ ગેરફાયદા શીવાએ આપણાં ગાંમઠી લોકોમાં એવી ખરાબ તેવ પડી ગઇ છે અને તેથી ઘણીખરી વખતે અંગ્રેજ લોકો ફરીયાદ કરેચ અને હરેક બાબદ તેઓને ગાંમઠી લોકોને ઠપકો આપવાની જોગવાઇ મળી આવેચ અને કેટલાક આપ મતલબીઆ યુરોપીયન લો-

કોએ પાર્લામેન્ટમાં હીંદુસ્તાન વીશે જે પુછપરછ કીધામાં આવી હતી તેમાં ગામઠી લોકો ઉપર આએ મોહોટા બટ્ટા મુકવાને ચુકયા નહી હતા.

## મારા જેવો કમનશીબ કોઈ નહી;

હરેક જાતનું દુખ અથવા તો દર વખતે પડતું હોએ, કે એકાએક અંચીતુ આપણા ઉપર આવી પડયુ હોયચ તો આપણે એવું વીચારીએ કે "દુનીઆમાં મારા જેવો કમનશીમ કોઇ નહી" ઇઆને આપણ એકલા ઉપરજ એવી આફતો પડેચ બીજા કોઇ ઉપર પડતી નથી, અથવા આ દુનીયામાં માત્ર થોડાજ આપણા જેવા બદનશીબ છે બાકીના સર્વે સુખીજ છે. ફલાનો શખશતો કાંઇ ફરીયાદ કરતો નથી તે કેવો હંમેશાં સુખી છે" માત્ર તે બીચારા ઉપર જે પડતું હોશે તેથી આપણે અણજાણ્યા હોઇસું તે ઉપરથી આપણે વીચારશું કે તે સુખીજ છે, અને આપણે જાંણશું કે તેના ભાએગ મોટાં છે અને આપણ ઉપરથી એક આરીઅત જતી નથી તેટલામાં બીજી તૈયાર થાયચ-ગોઆ ખુદરત આપણને મતરાયાં છોકરાંની માફક ગણતી હોએ એવું લાગેચ. કદાચ આપણું ગુજરાંન ચલાવવાને આપણને મેહનત કરવી પડેચ તો આપણે ફરીયાદ કરીએચ કે "ફલાંનો કેવો ભાએગવાંન તેને પોતાનાં ધંધામાં મારા જેટલી મેહનત કરવી પડતી નથી તોપણ મારા કરતાં વધું કમાએચ" જો આપણે પાસે થોડી ઘણી પુંજી હોયતો બીજા વધારે તાલેવાન સાથે આપણે દોલત સરખાવીએચ અને કહીએચ કે "પઇશાને લીધે તેને કેટલી આ-

બરૂ; છે બળયું મારૂં જીવતર દુનીયામાં જીવવું પણ સરખુ ને નહી જીવવું પણ સરખું, અને પેતતો મરવે કોઇ પોતાનું ભરેચ પણ ફલાંણા જેટલી દોલત મરે હોયતો હું મારે ચાહેતે કરૂં." જો આપણો પડોશી પોતાનાં બચ્ચાંને રમાડીને પોતાનું દુખ વીસરતો હોયતો અફસોસ કરીએચ જે "ખોદા મેં શું તારી ગુન્હેગારી કીધી કે મને તું ફરજંદ નહી બખશતો?" જો કોઇ આપણાં જાંની દોસ્તે આ ફાંની દુનીઆ છોડી બેહશતનો રાહ પકડેઓ હોયચ તો બીજા કોઇનાં દોસ્તોને જોઇને બલાપો કરીએચ જે "તે કદી કોઇનો શોક કરતો દેખાયો નથી તે કેવો ભાગ્યવાંન છે." ટુંકમાં એવી કાંઇપણ પીડા નથી કે જેમાં આપણને માલમ પડશે જે આપણ શીવાએ બીજા પડેલા છે અને બલાપામાં ને બલાપામાં બીજાઓ ઉપર બીજી પ્રકારની પીડા પડેચ તે ઉપર આપણે કાંઇપણ લક્ષ આપતાજ નહી અથવા કદાચ બીજાનુ દુખ ઇઆદ આવેચ તે વીચારીએચ જે તે દુખતો જુજ છે. આપણુંજ દુખ ભારે છે.

આએ બાબદસર એક નશીઅત ભરેલી કાહાંણી હમારા દાનાવ વાંચનારાઓની નજર આગલ કરીએચ જેથી ઉપલો વીચાર ખોટો છે તે માલમ પડશે. નેપલશ શેહેરની એક દોલતવાંન વીધવા નામે કોરશીનીના સઘલાં છોકરાં મરી ગયાં, માત્ર એકજ છોકરો રહયો હતો, જેની ઉપર તેનું સઘલું દીલ લાગુ હતું તે સાથે વલી તે છોકરો એવો તો સુંદર હતો અને ભલમનશાઇ અને ઇજત આબરૂ તેનામાં એટલીતો હતી કે દુશમન પણ તેના ઉપર માયા કર્યા વીના રેહે નહી અને તેની વીધવા માતાનાં બીજા છોકરાં હતે તોપણ સઉ કરતાં તેની ઉપર વધારે માયા કરતે. જ્યારે તે ઉમરે પહોચ્યો ત્યારે

બોલોનાની મોટી મદરેશામાં વીદીઆનો શીણગાર લેવા તેને મોકલ્યો અને ત્યાં પણ થોડાક વખતમાં પોતાની કાબેલીઅતથી સર્વે કોઇને અચરત કીધા અને તેના સદ-ગુણથી સર્વે કોઇનો પ્યારો થયો. દર વખતે જ્યારે તેને મહીનાની છુટી મલતી હતી ત્યારે તે પોતાની માતાના કદમ જોવા આવતો હતો અને તે પોતાના એકપુરા દી-કરાની કાબેલીઅત તથા ખુબી અને દાનાઇ જોઇને ધ-ણીજ સતોષ પાંમતી હતી. અને તેનાથી છુટી રહયાથી તેની માંયા ઓછી થવાને બદલે ઉલટી વધી તથા આ-ગલ ચાલતાં તેનો પુત્ર નામવરીએ પોંહોંચશે એવીજ આશાથી તેને પોતાથી દુર કીધો હતો તે આશાને હવે વધારે આધાર મલવા લાગો અને તેજ આશાથી પો-તાના પુત્રને પોતાની નજર આગલથી દુર રાખવાનુ દુખ પણ કમી થતું હતું. હરેક વીધવા પોતાના એક પુરા દીકરાની સંભાલમાં કેટલીએક ધનતેજારી દેખાડેચ તેનું બેઆંન થઇ શકનાર નથી! તેની દરએક ઇચ્છા તેના કદમ પણ તે બીચારી ઘણી માયાથી જોએચ. કદાચ તેનું મન લગાડવાને ગમે એવી ચીજો આગલ હોય પણ તેનો આખો જીવ ગોયા પેલામાંજ ભરાશે અને બીજા-ઓ ગમે એવી વાતચીત કરતાં હોશે પણ તેના મનમાં કાંઇ અશર થનાર નહી, તેનું દીલતો એકલું પેલા વી-શેજ ખેઆલ કરતુ બેશશે અને તે આવ્યા શીવાએ ગો-યા તે ખુઆબ કરતી હોએ તેમ પોતાની આશપાશ શું બનેચ તેની શાલુચેતી રાખશે નહી. જો તે ઘોડે શવાર આવતો હોયતો ઘરનાં બીજા કોઇ સાંભલે નહી તેની આગમજતો ઘોડાના પગલાનો અવાજ તે સાંભલે જો પગે ચાલીને આવતો હોય તો બીજા સર્વેના પગલા કર-તાં તેના પગલાને ઓલખી કાહાડશે તેના ઓરડામાં હ-

જુર આવશે નહી એટલામાં તો પારખી કાહાડશે કે તે આવ્યો. તેનો સઘલો જીવ તેમાંજ લાગેલો હોય અને તેને એક મોટો અંદેશો હોએચ ઇઆને તેને મોટી ધાસ્તી હોએચ તેના બીજા છોકરાઓની માફક તે પણ પોતાથી જુદો પાડશે. એવી દીલસોજી આએ નેપલશની ભલી વીધવાને પોતાના ભલા ગુણગાર અને એક ખુરા છોકરા વીશે હતી.

પણ એતેફાક એવો બન્યો કે તે અભેઆસ કરીને પાછો નેપલશ આવવાનો હતો તેટલામાં તો તે આજારી પડયો અને બોલોના શેહેરના નામીચા વઇદોએ ઘણીપણ કોશેશ કીધી પણ કાંઇ કરાર થયો નહી અને ત્રણ દીવસમાં તેની અજલની નીશાંનીઓ દેખાવા લાગી. નીશાંનીઓ માલમ પડયાથી આએ દુનીઆમાં તેને એકજ વાતની ફીકર હતી કે તેની વીધવા-માતા જો આએ ભયંકર ખબર એકદમ સાંભલશે તો એકદમ મરણ તો નહી પામે તોપણ તેને ભારે દુખ ઉત્પન થશે, એટલા માટે તે ગંમગીનીમાં ભારે દુખ નહી ખમે એવો ઉપાય કરવાને તેને ચાહયું અને એક ઉપાય તેને સુજ્યો. તેને પોતાની માતાને કાગલ લખયો અને પોતાની આખેર આવીચ તે વીશે કાંઇ લખયું નહી પણ માત્ર આજારી છે અને તેને એક ચીજની ઇચ્છા છે તે એકે નેપલશમાં સૌથી સુખી ઓરત હોય અથવા જે કોઇ ઓરતને કાંઇ પણ ગમગીની તથા અંદેશો નહી હોય તેને હાથે તૈયાર કરેલો પોશાક મોકલે કારણ કે તેને એવો ખેઆલ થયોચ જે તે પોશાક પેહેરેઆથી કરાર થાશે. પેલી વીધવાએ પોતાના પુત્રનું આએ માંગવું ઘણું કઠંગુ લાગુ પણ તેની આગલ પોતાનો જીવ ફીદા કરે તો એવી નજીવી ચીજ ના કેમ પાડે અને તેને ખુશી કરવાને આખાં શે

હેરમાં કોઇ સુખી ઓરત શોધવા નીકલી. તેને ઘણી ત
રહી લઇ તલાશ કીધી પણુ આએ દેખઇતી નજીવી ચીજ
નહી બને એવી માલમ પડી અને તેને આશા છોડી કે
એવી ઓરત મલશે નહી પણ આખરે એકની સાથે
તેને ઓલખાંણુ કીધી. એક તીશ વરસની ઉમરની પર-
ણેલી ઓરત તે દેખઇતી સર્વે પ્રકારે સુખી હતી એટ-
લુંજ નહી પણુ ખુશી અને શંતોશ પાંમેલી દેખાતી
હતી. આએ ભાગ્યવાન ઓરતને પેલી વીધવાએ અરજ
કીધી અને તેનો એક પુરો દીકરો આજારી છે તેની
ઇચ્છા પુરી પાડેઆ વગર રેહવાતું નહી એટલા કારણુ
શર તેને માંફ માગી.

પેલી દેખાઇતી સુખી ઓરત બોલી કે "પ્યારી કો
રશીની માંફ માંગવાની કાંઇ જરૂર નથી પણુ તું જે
કાંમ મને શોંફ્ચ તેને લાએકની હું હોઊં તો તે કાંમ
મારા દીલો જાંનથી કરશ. પણુ મેહેરબાની કરીને મારી
સાથે બીજા ઓરડામાં આવ અને તુજ મને કેહેશે જે
આખાં નેપલશ શેહેરમાં મારા જેવી કમબખત નશીબ-
થી બીજી કોઇબી ઓરત નહી હશે" એટલું કહી પેલી
ઓરત એક ઘણાજ પાછલના ઓરડામાં ચાલી અને
ઓરડો ઉઘાડયો તો એક પરડો છેક ધાંભાંથી તે ભોંએ
સુધી નજરે આવ્યો તે પરદો ખેંચયો એટલે પેલી બુઢી
માતા ઘણીજ દેહેશતમાં પડી કારણુ કે આરવતીખા ઉ-
પર લટકાવેલું એક મુરદું તેની નજરે આવ્યું તે જોઇ
પેલી બુધી માતા બોલી, "એ શું આશીઅત" તે જુ-
વાંન ઓરત થોડોક વખત સુધી ગમગીની ખેંચીને બોલી
કે મારા ખાવીંદ સાથે નેકા થયાની આગમજ આએ
જુવાંનની ઉપર મારૂં મન લાગું હતું અને હમે એક
બીજા સાથે નેકા પાડવાનુ મુકરર કીધું હતું પણુ મારા

સગાઓએ મને જબરજસ્તીથી મારા હાલના ખાવીંદ સાથે જોડી. ત્યાર પછી હમુને મોબત લાગી હતી અને દોસ્તની માફક હમે એકબીજાને ચાહતાં હતાં અને એક બીજાની મુલાકાત કરતાં પણ તેમાં હમે કાંઇ બદ અંદેશો રાખતાં નહી હતાં; એક વખતે મારા ખાવીંદે એને મારી આગલ જોયો અને તરત પોતાની તલવાર કાઢી તેનાં જીગરને ચીરી બેજાન કીધો પણ કેટલી જબરદસતી કીધી તે છતાં વલી તે મને દર સહવાર અને સાંજ અહીંયાં લાવી દરરોજ આએ ખુનામરકી ભરેલા દેખાવથી મારા દીલને જખમ કરેચ. તું જો કે દુનીઆંને હું સુખી દેખાઉચ ગોયા આખી સસારમાં સરવે જાતીનું મને સુખ છે પણ સુખી કરીને તું મને કેહેચ તે નાંમને હું લાએક હોઊં તો તુજ વીચાર અને હવે તુ મને ફરમાવેચ કે તારા એક પુરા દીકરાનો પોશાક તૈયાર કરૂં ?

કાઉનીશ કોરશી ઘણીજ દલગીર થઇ અને કબુલ કીધું કે તે દેખાઇતી સુખી ઓરત જેવી કંમનશીબવાલી બીજી કોઇ ઓરત નહી હોશે અને વીચાર્યું કે જે ચીજની સોધને વાસ્તે તે નીકલી હતી તે કાજ આએ દુનીયામાં મલી આવનાર નથી તથા જે ઓરત ઘણીજ સુખી દેખાએચ તે ઓરત ઉપર કેટલી આફીઅત પડેચ તો જેઓ ફરીયાદ કરેચ તેઓ પોતાના જીગરમાં કેટલું દુખ શોશતી હશે ! "અફશોશ છે કે આએ દુનીયામાં કોઇ પણ ગંમગીની તથા અંદેશા વગરનું નહી હોશે દરએકનાં ઘરમાં–મુરદુ–હોશે" એટલું, કહી પાછી પોતાને ઘેર ગઇ.

ઘર પોહોંચી એટલે તેના પ્યારા દીકરાનાં મરણની ખબર તેને મલી પણ તે ડાહયા છોકરાએ આગલથી મુ

ક્તી કરી પોતાની માતાનું મજખ નહી ફરે અથવા તે ભારે ગંમગીનીમાં નહી પડે એટલી ચોકસાઇ કીધી હતી અને પેલી બુઢી માતા આએ દરદ ભરેલો ઘા ખમી શકતે નહી પણ બીજાઓની ઉપર પડેલી આફીઅતો જોઇ હતી તેથી ઘટતી રીતે શોક કરી ખોદાનાં શુકર કીધા. અલબતાં તેનાં બુઢા જીગરને ભારે ધાહા લાગા તોપણ તેને થોડા વખતમાં પાછી રૂજ આવી અને તેને ડાહાપણથી વીચારયું જે પોતા ઉપર જે આફીઅત ગુજરીચ તે બીજાં માણસ જાત કરતાં કાંઇ વધતી નથી અને એટલા વાસ્તે તેને સબુરી પકડી.

આએ કાહાંણીનો સાર હમારા સર્વે વાંચનારાઓ સમજશે કે હરેક વખતે જ્યારે આપણા ઉપર આફીઅતો પડેચ તેનો આપણે વીચાર કરીએચ ત્યારે આપણે જાંણીએચ કે બીજા સર્વે કોઇને આપણાં જેવું ખમવુ પડતું નથી. જ્યારે આપણુ વાંહાંન તોફાનખાતું હોય ત્યારે ગોયા આપણી ઉપરજ તોફાંન પડતું હોય એવુ વીચારીએચ અને બીજાં દુબતાં હોએ તેનો તો કાંઈ વીચાર કરતાજ નથી. પણ જરા વીચાર કરશું તો માલમ પડશે કે સંસારમાં ઘણાંજ ભભકાદાર દેખાવ નીચે પણ કોલશા હોશે-ઘણીજ ખુબસુરત ચાંમડી ઉપર પણ મોટા ધાહા પડયા હોશે-દેખઇતાં ઘણાંજ સુખી માણસને પણ કડવી દવાઇ પીવી પડતી હશે-ઘણીજ નામીચી પેહેડીને પણ કાંઇ દેવું હોસે કે જેની તે પેહડી વાલાઓને ભારે ધાસ્તી રાખવી પડેચ ઘણાંજ ધીરા દરીઆવ નીચે પણ એક ખડક હશે-ઘણાંજ મજબુત બાંધેલાં ઘર તથા વાહાંણોનો કાંઇ પણ પાયો નબલો હશે જેની તેનાં માલેકોને ધાસ્તી રાખવી પડતી હશે, મોટે દરજ્જે પોંહોંચેલા ઉમરાઓ તથા ધન દોલતમાં રમેલા

શખશોની હાલતમાં બલકે શાહાજાદા અને બાદશાહાને દરજજે પણ એવી ચીજ હશે કે તે જો આપણે જાંણી એતો મોટા દરજજા અને પાદશાહત લેવા નહી માંગીએ.

આપણે કોઇને મોહોડેથી એવું નહીં સાંભલતા કે ફલાંના શખશની આખી જીંનદગી વગર હરકતે અને વગર આરીઅત પડવે ગઇ. જરા વીચારશું તો આપણી હાલત આપણા સ્વભાવને તથા આપણી લાએકીને ઘટતી છે એવું માલમ પડશે. વલી એવી કેવી હાલત છે કે જેમાં માણસ હમેશાં દુખજ ભોગવેચ-ઘણોજ મુફલેશ શખશ, હમેશનો આજારી શખશ, હમેશ કેદમાં પડેલા બંદીવાંન ઘણાજ જાલમ શેઠનો ગુલાંમ પણ અસ્તે આસ્તે પોતાની હાલતને મેલી જાએચ અને તેમ શંતોશ પામ્યા વગર રેહેતો નહી. જે ઘરોમાં ઘણીજ જાહવજલાલી દીશેચ તેમાં પણ થોડા દીવસ સુધી તપાસયાથી માલમ પડશે કે કાંઇ છુપો ભેદ ત્યાંના સર્વે રેએશીવાહોને ભારે અફશોશ ઉત્પન્ન કરેચ.

## બેવફાઈ.

બેવફાઇના કરતાં બીજી કોઇ ચીજ આએ દુનીયામાં ભુંડી ગણાતી નથી જેઓના ઉપકારને બદલે બેવફાઇ મલેચ તેઓનેજ દુખ લાગેચ એટલુંજ નહી પણું જેઓ બેવફાઇનું નામ સાંભલેચ તેઓપણ કમકેચ, ગોયા સર્વે કોઇ માંણુસ જાત વફાદારી બતલાવવાને દીલોજાંનથી ચાહતા હોય અને કોઇએ વફાદારીને બદલે બેવફાઇ બતલાવીતો તેઓને પોતાને ભારે નુકસાન થયું હોય એવા ગુસ્સામાં આવેચ. સેંકડોમાં એક અથવા બે

શખશો શીવાય કોઇની આગલ બેવફાઇનું નામ દીધું હોય તો તેઓ બોલશે કે બેવફાઇ સૌ કરતાં ને બુરૂ કરમ છે, મારી આગલ બેવફા શખસનું નાંમ ના દેઓ અલબતાં જ્યારે શરવે માંણુશ જાત જે કરમને ધીકારેચ તે કરમ તેઓ કોઈ કરતાજ નહી હોય, તોપણ આપણે ઘણી વખત શાંભલીએચ કે કેટલાએક તાલેવંન શખશો ફરીઆદ કરેચ કે દુનીઆં બેવફા ઘણીછે, ફલાણાને મેં કેટલી મદદ કીધી અને તે આજ કેહેવો મગરૂરછે કે કાંમ પડેચ તો બોલાઉચ તોપણ આવતો નથી" એ બોલવામાં કાંઈ ભુલ હોય હેવુ માલમ પડેચ, મદદના કરનારા શખશો પોતાની ભુલ જોતા નહી હોય કારણ કે જે કરમ કરવાને સરવે કોઇ ધીકારેચ તેજ કરમ દુનીઆંનો ઘણો ખરો ભાગ કેમ કરશે?

ખરેખર જોઇસુતો જેઓ બેવફાઇને વાસ્તે ફરીઆદ કરેચ અને વફાદારીની આશા રાખેચ પણ તે ઘણી ખરી વખતે નાપાએદાર અને અણઘટતી આશા હોયચ તેથી તેઓની આશા તે બર આવતી નથી અને તેથીજ લોકો જ્યારે વફાદારી બતલાવતા નથી (અને તે બતલાવવાની જ્યારે જરૂર પણ નહી હોય) ત્યારે તે ફરીઆદ કરનારા ના ઉમેદ થાઈ શોહોર કરેચ. કેટલીએક વખતે મેહરબાંની હેવી રીતે કીધામાં આવેચકે તે જો નહી કીધી હોય તોપણ ચાલતે. "ફલાણો સખસ બીચારો ગરીબછે. તે ફલાની આશીશમો હાલ તો છે પણ ફલાણે ઠેકાણે આપણો વગ શારોછે અને તેના માલેકો એ કોઈ શખશને વાસ્તે આપણુને કેહવાડી ઉછે વાસ્તે ફલાણાને બોલાવીએ તે તેની ઉપર આપણો ઉપકાર થાશે અને તેનું આપણુને ઘડી ઘડી કાંમ પડેચ વાસ્તે આએ તક શારીછે, એમાં આપણું કાંઈ જવાનુ નથી." ખરેખર શેઠે પેલા બીચારા

ઉપર જ્યારે ઉપકાર કીધો અને શેઠજી આશા રાખેચ કે
હવે તેને ઘડી ઘડી આપણુ કાંમ શોફશુ તો તે બીચારો
મુગો મુગો કરશે, અલબતાં તે શખશ પેહલાં તો શરમનો
મારેઓ વાંકી દોકીએ હા કહેઆ કરેચ, પણ જ્યારે શેઠજી
તો ધરાતાજ નથી ત્યારે આખાડા કરીને તે બીચારો શેઠ
ને મોહોડું દેખાડતો નથી એટલે શેઠ કેહશે કે "તે કે-
વો બેવફા છે. મેં તેની ઉપર આટલી બધી મેહરબાંની
કીધી હાલ તેને થોડા ઘણા એકઠા કીધાચ તે ચરબી
આવેલીછે જુઓ તે કેવો બેવફા છે કે મોહોડું પણ દે-
ખાડતો નથી અને આટલું જુજ કાંમ કરવાને કેટલી
આનાંકાની કરેચ." કેટલીએક વખતે માત્ર એક ચીજ
આપ્યામાં આવેચ કે જેની તે લેનાર સખસને કાંઇ જરૂર
નહી હોય પણ પેલો આપનાર શખશ એવું ઇચ્છેચ કે
મારી વખાંણ થાય કોઇ વખતે તે એવું ઇચ્છેચ કે
એનો બદલો લેનાર શખશ પાસેથી વધારે મલશે અથવા
તે લેનાર શખશ કોઇ અગતનોં માણસ હોયતો તેની દો
સ્તી મેલવવાની અને તેથી કરી કાંઇ કાંમ કાડી લેવાની
આશામાં કાંઈ બક્ષીશ કીધામાં આવેચ, જે બક્ષીસ પેલા
ધણીને જોઇતી પણ નહી હોય, કદાચ તેના કાંમમાં સુ-
તલગ નહી આવે એવી હોયચ. આ બાબદસર વધારે
ખુલાસો કરવાને આપણે ઇઆદ રાખવું જોઇએ કે તા-
લેવંન સખશો જે ખરી ખેર ખાઅત કરેચ અને ગ-
રજવાંન સખસોની ગરજ મટાડેચ તેમાં અને તેઓની
બરોબરીઆ અને તેઓ કરતાં કાંઇએક રીતે વધારે અ-
ખતીઆર વાલાઓને ખુશી કરવા તેઓ બક્ષીસ કરેચ
તેમાં ઘણોજ ફરક છે. અને આએ કેહયાત છે જે ગ-
રજવાંનોને આપણે તરાંસુ અને રૂપુજ આપીએચ પણ
બે ગરજીને શુનું બખરીએચ અને આ પુરાતમ કેહેવાત

સરવે કોઇ કબુલ રાખશે, અને એટલાં કારણ ઉપરથી કોઇ વખતે આપણુને કોઇ ચીજની જરૂર પડેચ, અને તે ચીજ આપણુને બીજા કોઈ પાશેથી મલે એવી હોય તો તે શખશ આપવા ચાહતો હોય તોપણ ગોયા તે ચીજની જરૂર નહી હોય એવો દેખાવ દેખાડીએચ અને વલી જે ચીજની આપણુને જરૂર છે એવું દેખાડીએ તો તે ચીજ મલવી ઘણી કઠણ છે કદાચ નહી પણ મલે કારણકે સર્વે સખસો હરેક બક્ષીશ કરતી વખતે "કુતરૂં આપીને બકરી લેવાની" આશા રાખેચ. હવે આએ પ્રમાણે જ્યારે બક્ષીશ કીધામાં આવી હોય ત્યારે આપણે આશા રાખીએચ કે લેનાર શખશ આપણો આભારી થશે એ ઘણુ અનઘટતું છે. એમાં કાંઇ શક નથી કે કેટલાએક ગરજવાન શખશોને ગરજની વખતે મદદ થઈ હોય અને કોઇ ખરો ખેરખાહ સખશે પોતાની સખાવતનો હાત લાંબો કીધો હોય તોપણ તેના બદલામાં તેને એવફાઇ દેખાડેચ. પણ વલી આપણુને ઇઆદ રાખવું જોઇએ કે એવા શખશોને પણ પોતાને ગરજની વખતે બીજાઓની સખાવત ઉપર આધાર રાખવો પડયો હતો, તેનો વીચાર તે શખાવત લેતી વખતે દીલમાં ઘણો અંદેશા ભરેલો લાગતો નથી તોપણ પાછલથી તેઓના મન ઉપર એટલો તો ભાર મુકેચ કે તે ભાર ઓછો કરવાને તે સખશો પોતા ઉપર થએલી મેહરબાંની વીસરી જવાને ચાહેચ, કદાચ કોઈ વખતે તો કાંઇ જુજ કારણુ ઉપરથી તે ભાર એકેદમ કાડી નાખેચ, અહીંયાં વીચારવુ જે આ ભાર કાહાડી નાંખવામાં ઇઆને ખુલાશાથી બોલીએતો એવફાઈ બતલાવવામાં, તે શખશો ઇચ્છતાં હોય એવું નથી તેઓના સ્વભાવથી એકાએક આ બદનામીમાં

પડેચ છઆને. હરેક બીજી નેકીની માફક વફાદારી બજા લાવવામાં પણ આપણને તેવ પાડવી જોઇએ, અને જે સખશો બેવફા હોએચ તેઓને એ વફાદારી બતલાવવાની તેવ નહી પડેલી તેથી કરી તેઓના સ્વભાવ નેક રાહ એકાએક છોડી દેઈ બદીનો રાહ પકડેચ.

કેટલાએક બક્ષીશ કરનારા શખશો કેહેચ કે હરેક બક્ષીશ કરતી વખતે અને જ્યાં સુધી તે બખશેલી ચીજની પેલા લેનાર સખશને જરૂર હોયચ ત્યાં સુધી વફાદારી રેહેચ પણ આસ્તે આસ્તે વફાદારીનો આતશ ચડો પડતો જાએચ અને છેલે સરવાલે તે તદન બુદી જાએચ અને (વધારે અચરતી ઉપજાવે એવું શું છે કે) ઉલતો તે બક્ષીશ કરનાર અને લેનાર સખશ વચે બેદીલી તથા મીનાકેશો કોઇ વખતે ઉત્પન્ન થાયચ. એવી ફરીઆદ કરનારાઓએ વીચારવું જોઇએ કે વફાદારી છઆને હંમેશ સુધી એક જુજ બક્ષીશને વાસ્તે ઉપકાર માનવો એ ગોઆ તે ચીજનું શો ઘણું મુલ વધારે આપવું પડતું હોય તે માફક છે, અને સઘલાં માંણુસો હરેક બક્ષીશનુ મુલ એટલું બધું આપે એવી આશા રાખવી ફોકટ છે, એટલા વાસ્તે જેવી ભારે અથવા હલકી મેહરબાંની કીધામાં આવી હોય અને તે પ્રમાણેજ થોડી અથવા લાંબી મુદત સુધી વફાદારીની આશા રાખવી જોઇએ નહીતો હરેક બક્ષીશ લેવી તે ગોયા આપણો જીવ ગુલાંમગીરીમાં વેચવો બરાબર છે. હવે આ ઊપરથી સાફ માલમ પડશે કે બેવફાઈની ફરીઆદ થાએચ તેના બે કારણો હોએચ એકતો પેલો મેહરબાંની કરનાર સખશ બેવખુબીથી એવી અણઘટતી ઇચ્છા રાખતો હોય કે પોતે જેઓની ઉપર મેહરબાંની કીધી તેઓ ઉપર બાર જેમ બને તેમ વધારે વખત સુધી રેહે તો સારૂં, અને તેમ કીધાથી પેલો મેહરબાંની લેનાર સખશ

કંટાલે અને વફાદારી બજાવતો અટકે ઇઆતો તે અ
સલજ બેવફા હોયતો પોતે જરાપણ આભાર માનવાને
રાજી નહી હોય. આ પેહલાં કારણ ઉપરથી જ્યારે પેલો
મેહરબાંની લેનાર સખશની ઉપર ભાર ઘણો પડેચ ત્યારે
જે ઘણીખરી વખતે મેહરબાંની કરનાર અને મેહરબાંની
લેનારની વચે ગીનાકરો ઉત્પત્ર થાએચ અને પેલો મેહ
રબાંની લેનાર સખશ ફલાણ કાંમ કરશે એવી આપણે
આશા રાખીએચ તેને બદલ તે ઉલતુંજ કાંમ કરેચ. વ-
લી શું કોઇ વખત એવું નહી બનતુ કે વફાદારી કોણે
બજાવવી જોઇએ અને કોણની તરફેનમાં બજાવવી જો
ઇએ તેનો ખુલાશો થતો નથી? ઈઆને પેલા મેહરબાની
લેનાર શખશને ખબર નહી પડતી જે પોતા ઉપર ખરો
મેહરબાંની કરતાર શખશ કોણ છે? તેમજ કોઈ વખતે
મેહરબાંની કીધી હોય પણ પેલા મેહરબાંની કરનાર સ-
ખશ એવું સહમજે કે મેં ફલાણા ઉપર બક્ષીશ કી-
ધી પણ તે બક્ષીશ પોહોંચી હોય બીજા શખશને વલી
કોઈ શખશ એક જુજ બક્ષીશ કરેચ અને તેનું બ-
ક્ષીશ કરનારમાં નાંમ ખપેચ અને તે બક્ષીશ લેનારને
તે જુજ ચીજનો બદલો વાલવાને પોતાની આબરૂ અને
આપ અખતીઆરી જેવી બેમુલી ચીજો ખરચવી પડેચ.
એવે ઠેકાંણે પેલા બક્ષીશ કરનારને કેટલો લાભ થયો તેનો
તેને સંતોશ નહી ઉપજશે. આપણે વીચારીએ જે કોઈ
દેશ એવું હોશે કે જાંહાં કાંઈ શીક્કો શીકો નહી પડતો
હોય, અને લોકો એક બીજાનો માલ અદલા બદલી કરતા
હોય, હવે એવે વખતે કોઈ બીચારાને એક જુજ ચીજની
ઘણી જરૂર હોય અને પોતા પાસે એક મુલદાર ચીજ
હોય તો તે જુજ ચીજય વાસ્તે તેને પોતાની મુલદાર
ચીજ આપવી પડતી હોશે. "એક બકરી આપીને કુતરૂ
લેવું પડતું હોશે" તેજ માફક મેહરબાંની કરવી અને

તેનાં બદલામાં વફાદારી બજાવવી એ લેણુ દેણુ તરાંજ વગરની છે અને ઘણી ખરી વખતે એકને વધતુ મલેચ અને એકને ઓછું તેથી હમેશાં બેઉ તરફ વાલા ફરીઆદ કરેચ. તવંગર સખશો એવી ફરીઆદ કરેચ કે દુનીઆ-માં બેવફાઇ ઘણી છે અને ગરજવાંન શખશો એવો શોહોર કરેચ કે તવંગરો મેહરબાંની કરેચ તેનો બદલો તે-ઓ જાસ્તી લેએચ.

હવે ખરી બક્ષીશ અને શખાવત કરવાની રીત એવી છે જે દાનાવ અને ભલા શખશોથીજ થાએચ તેમાં બે ચીજોની જરૂર છે એકતો હાતમ સરખું દીલ ઇઆને જે મેહરબાંની તથા સખાવત કીધી તેના બદ-લામાં આ દુનીઆમાં કાંઈ મલશે એવી આશા તદન છોડવી, અને બીજું તો ખાંમોશી ઇઆને આપણા જમણા હાથે જે નેક કાંમ કીધું હોય તેની ખબર આપણા ડાવા હાથને પણ પાડવી નહી જોઇએ. ખુબી કરવી તે ખુબીનેજ વાસ્તે કરવી અને નહી કે કાંઈ તેમાં આપણને લાભ થાય અથવા નાંમદારી વધે એટલા વાસ્તે આ દુની આંની સઘલી ચીજોની માફક નાંમદારી પણ ઘણી લાંબી મુદત સુધી રેહેવાની નથી, પણ ખુબી પોતે તો જાયેદાંન સુધી કાંએમ રેહશે નહી આશા રાખવી કે બીજા ઇન-શાંન આપણું સારૂં કરશે અથવા જેઓ ઉપર આપણી મેહરબાંની થશે તેઓ આપણી ફરમાબરદારી કરે અથવા હરેક બીજો આપણને લાભ થાએ પણ માત્ર તે ખુબી કરવાથી આ દુનીઆમાંથી દુખ અને કંગાલી ઓછી થાય અને તે સાહેબ ખુબીથી પુર છે તેની ધારણા પુરી પડે એટલીજ મતલબ રાખવી અને આપણી ખુબી જેમ બને તેમ વધારે વજનદાર થાએ એટલા વાસ્તે એવું કરવું કે આપણે તે નેક કરમ કીધાથી કોણને ફાયદો થયો તે પણ આપણથી છુપુ રેહતો ઘણુજ બેહેતર થાય.

# કરકસર અને તેથી તરતા ફાયદા.

માણુસની પીઠ પાછલ કેવી તહરેનું સુખ દુખ હ-સતી ધરી ઉભુ રેહેછે તે કોઇ આગલથી જાંણી શકતુ નથી. આજે સુખની છાયડીતો કાલે દુખની કાલી વાદલી અણુંકરમે અચુક ભરાઈ આવેછે. એ ધદાથી આદમી અ-જાંણ્યો નથી. પોતે સુંખમાં હોયા છતાં બીજાથી તે ધડો જુએછે. અને તેથીજ તે પોતાને ચોંકેસો રાખેછે. એમ ચોંકીને રેહેવું એ ખરી અકલ વાપડનારાનું કાંમછે. જેઓ 'વખત તેવો વીચાર' એ નીયમ ઉપર અધેલો મારી સારા વખતમાં પોતાની સતા અને શકતી ખરચી દેછે તેઓ દયા ભરેલી હાલતે પુગવા છતાં લોકની બતરીસીએ ચહડી મુરખા બનેછે. આ દુનીઆમાં આદમીને સંસાર રાજનો કર ભરવો યોગ્યછે અને તે રાજ વીટલામણમાં ગુચવાતાં તે પોતાને બધી તરફથી ઘેરાયલો દેખેછે. તે સઘલી ગુ-ચવણમાંથી પોતાને મોકલો કરવાને તેને મેહેનતની જરૂર છે. અને પોતાનાંજ ભાઇબંધો કણેથી પોતાની મેહેનતનાં દામે પૈસાકે અનનું દાંમ તે ભેગું કરેછે. આગલા વખ-તમાં જ્યારે ચલણ જેવી રીતીઓ બચગીમાં અથવા સ્વ-પના શરખી હતી ત્યારે લોકની દોલત અનાજ, ઘોર. વીગરે ચીજો ઉપર વધુ ઓછી આધાર રાખતી હતી. પણ વેહેવારમાં ચલણનાં દાખલ થવાથી તે એટલી તો સગવડ પોતાને કરી શકયો છે કે ફકત પઇશા પેદા કર-વાની એકજ ફકર તેને કરવી પડેછે. સબબ તેની સઘલી બીજી ફકરોથી એ પૈસો તેને ઝટ મોકલો કરી આપેછે અને એ સાધણ એટલું સુતરૂંછે કે એ આજકાલ આદ-મીની મોજ અને મોટાઇનું મુલ ગણાયુંછે.

હવે એ મોટાઈનું મુલ પેદા કરવું એ આદમીની

ઓછી વયથી શકતી ઉપર આધાર રાખેછે. તા પણ તે વગર પશીનાથી નથી મલતું એ સરવેને માલમછે. અને આ વીશયથી એ સમજવાનું છે કે તે મેહનતનાં દાંમે પેદા કીધેલું નાંણું સંભાલવાની ઘણી અગતછે. નાંણું સંભાલવુ અને કરકસર કરવી એ આપણની ફરજછે. અને બે કદરપણે તેને ગુમાવી દેવું ખરેખરૂં પાપછે. સબબ એક માણુસ દરવ્યના પરતાપથી જે રૂડા ફાયદા આ દુનીઆને કરવાની તક અને હીમત મેલવેછે તે એક બેકદર ઉડાઉ તતકાલ ભાંજી નીર જીવ કરી દેછે. થોડી કમાઇને રલી ખાનારો એક ગરીબ, નાણું શંઘેરવાને વારંમવાર અશકત જણાયછે, જેથી કરી તેને દરવ્યવાનોની ઉદારતા ઉપર કેટલીક વખતે આધાર રાખવો પડેછે. અને જે આધારથી તે પોતાને કે પોતાનાં કુંતબને બદી કે પાયમલીનાં પંજાથી છટકાવી દેવાને સામર્થવાન થાયછે. એ દરવ્યવાન મદદગારને થોડુ પુન સમજવું નહીં.

કરકસર અને વેહેવારૂં જોઇતા ખરચથી નીરવાહ ચલાવનારઓને જેઓ સુમ તરીકે વખોડેછે તે ઓ સદા ભુલ કરેછે એટલુજ નહીં પણ પોતે ઉડાઉપણાની કેહેવી શરેલી પગડી ઉપર ઉભા રેહછે તેને તે મુરખોને થોડાજ વીચારછે. જીદેગીમાં મોજમજા દરેક આદમીને તેની કમાઇની પરમાંણ પરમાંણે હોવી જોઇએ અને જેઓની શકતી છતાં તેવી મોજ જે જીંદેગીને જરૂરનીછે તે મેલવવાને અખાડા કરેછે, અને કરકસરનાં રૂડાં નાંમને પોતાનાં નામ સાથ તાજદાર કરેછે તેઓ ખચીત સુમ કેહેવાયછે. કારણ જે પોતાનાં જીવનેજ પોતાનાં દરવ્યથી સુખ આપવાને દલીદરછે તે પારકા લોકને તે દરવ્યથી કેહેવી રીતે મદદ આપી શકે એ સચજાતું નથી. પોતાનાં જીવને આબાદા કરાવી પારકાને સુખ કરે એવા પરગજુનીતો આ

દુનીઆમાં નવાઇજછે. પણ કરકસર વગર બેદરકારીથી ખરચ કરનાર મોટી કમાઇ છતાં હમેશાં કરજનાં બોજા તલે ભચડાએલા રેહેછે; અને એ બદી જેઓને સર ચોહોટેલીછે તેઓથી કવચીતજ મુકી દેવાયછે.

માટે નાહાનાં તેમ મોહોટા આદમીએ એક નીયમે ખરચ રાખતા શીખવું એ તેમનાં શંસારના રતણમાં ઘણું ફાયદા ભરેલુંછે, આડો અવલો ખરચ ન કરતાં ઘટીત ખરચપર જેઓ ધ્યાન આપેછે તેઓ કરજનો ખાડો ફણુ જોવા પાંમતા નથી. ઘડીભર કબુલ કરયે કે કેટલીક અડચણો જીંદેગીનાં રસ્તામાં એવી આવી નડેછે કે દુકાંનદારો વગેરે ઠેકાંણેથી ઉધાર માલ લેવો પડેછે. જેઓને એવી અડચણો નડેછે તેઓએ સાવધ રેહેવું જોઇએ કે એ નાનકડુ કરજ બનતાં સુધી તુકમાંજ પતવું જોઇએ; સબબ જેમ વધુ વખત જતો જાએ તેમ તે કરજમાં ઉમેરો થતો જાય. ત્રણ માસને છેડે જે કરજ હોય તે વધીને વરસને છેડે કદાચ બેવડું પણ થઇ જાય ! માટે કરકસરથી રેહેનાઓને એ ચાલ બહુ અવગુણ કારકછે અને બનતાં તુલીક ઉધાર રાખવાની ટેવ ન પાડી હોય તો તેના લાભમાં બહુ સારૂં છે,

હવે કરકસરથી ખરચ ચલાવનારનાં કુંતબ અને તેનાં પોતાનાં તરફ નજર કરયે. તેને કશી પાંતીની ફીકર હોતી નથી. કુછંડીમોજમજાની તેને નવાઇ હોયછે જેથી તે શરીરે નીરાંત અને તંદરોસ્ત હોયછે. જે સ્થીતી આદમીનાં શુખનો અમુલ્ય બાંધોછે. તે સ્વછતા અને સુઘડાઇ જાલવતાં સીખેછે, પોતાનાં ઘરમાંના સર સાંમાનનો બગાડો તે કવચીતજ જોયછે. તેને શરીરે અને દેહે નીરાંત હોવાથી સારા વીચારો સુજવાને અવકાસ મલેછે. દુનીઆમાં કેમ વધવું, લોકનાં ઉપયોગમાં કેમ આવવું અને

તેમને કેવા ઉપયોગે લગાડવા તેની સમજ તેને સારી પેઠે માલમ પડેછે. બાયડી છોકરાં તરફ તે પ્યારથી જો-તાં શીખેછે, જેનાં બદળામાં તેઓનું માન અને માયાતે મેલવેછે. તુકમાં જે સુખની ઉમેદવારીમાં હજારો મુરખા ઉડાઓ તવલેછે તે તે સેહેજમાં પોતાનાં ઘરનાં આંગણા-માં તે જુએછે. વલી તે પોતાને સ્વતંત્ર ગણેછે અને આ-વતા વખતને સારૂં એક નફકરા ઉડાઉને જે અંદેસો રેહેછે તે જાંણુવાથી તે સદા બેનશીબ હોયછે! સબબ તુકતુક બચાવ કરતાં વખત જતાં તે સારી પુંજી જમાવ કરી શકેછે જે તેની આશાઓમાં અને મેહેનતમાં એક બીજુ઼ં બળ થઇ પડેછે. તે કોઇનો ઉશીઆલો થવાને બ-દલે બીજાંને પોતાનો ઉશીઆલો કરવાની હાલતે જુએછે અને પોતાની આબાદીની શહરૂઆત જોઇ તે આગલ વધે છે.

હવે એક લખપતી ધંનવાન ઉડાઉ તરફ નેગા કરીએ. એક સહવારે તેને એસકી ફાંકડો બની લેહેકા અ-ને ભપકામાં ડોલતો આપણે જોઇશું—તેનાં મોહોપર બે ફીકરાઇનું હસવું, ગરૂરીનું શીહાપણુ, રૂપેરી દેખાંમણી વાદલીથી ઘેરાયલું વાદલું જોઇશું. ભરેલું ગજવું બેકદર થઇ તે ખાલી કરશે. સબબ તેને એટલા મુઠીભર રૂપીઆ-ની દરકાર નથી. વરસ દાહાડે લાખની તેને આવકછે. અને મહીને દાહાડે આઠ દશ હજારનો ખરચ થયો તો શું મુજાકોછે! શેહેંકડો દોસ્તો તેની આંસપાસ ભમતા ફરતા દેખાયછે. કોઈ તરફથી સાબાસી અને તારીફનાં બાંકાં પુકાતા સંભલાયછે અને બીજી તરફથી ભાઇને શેઠ રૂપે લીમજી બનાવવનાં કશી કસુર દીઠામાં આવતી નથી. એક મહીને દશ હજારનોતો બીજે માસે પંદરનો ખરચ તેનાં હીસાબમાં નથી. સબબ એક લાખની આવક વરસ

દહાડે તો છે એ ગણુતરીપર તે હંમેસ અને દર પલે છલકાયછે. અતી ઘણી મોજ, કુછંડી ચાલ તેનાં શરીરનાં શત્રુ થતા જાયછે. અમીહીતારથી પેદા થતું અજીરણ અને તેણી નાઠેલી હુંગ તેને કંટાલો આપે છે. પણ તેની દરકાર આ ઉડાઉને કશી નથી. નાચ રંગનો ઉજાગરો તો સદા ચાલુજ તે છોડાએ કેમ? અને તેવનાં મોજશી! વરસ દાહાડે સરવાયું જોતાં પચીશ હજારની ખોટ! ખોટ, તેનાં તરફ તે હસેછ. આવતે વરસે તે પુરી આપશે. અને એ મુજબ મનની તકરાર અને નાની દોસ્તોની સહલા પાએમાલીનાં ખાડા તરફ તેને ખેચેછે. રફતે રફતે સદાનું અજીરણ, દીલ અને મગજનો કચવાત તેની દેહેને લહડતી કરી નાંખેછે. હવે પઇસા જે તેની લક્ષમી માતા તે તેનાંપર રૂઠી તેને વીસરતો કરેછે. દુનીઆ આ પડતી જોઇ તેને ધીકારેછે. સબબ તેણે તેને કસી મદદ કરવા વનાં ઉલતી પોતાની બદચાલે ખરાબ કીધી હતી. પાસેતો બધો પઇશો, મીલકત જતાં સાંમો તે કરજમાં પડેછે, કારણ આગલ મીસાલે ખરચ બધો નહીં તો અરધોબી થવોજ જોઇએ. નોકને સારૂં દેવું કરીનેબી નામ રાખવું જોઇએ. આવી હુલડાઇમાં તે પાયમાલી જુંએછે, માગનારાના નાંણાના તપલા તલે આવી પડે છે. કાયાથી દરદી જેથી રલીખાવા જોગી મેહનત થઈ શકે નહીં, અને ભુખે મરવાનો વખત તે આવેલોં જુએછે. અંતે નીરાસ થઈ તે પડેછે. તે આગલી હુંજડાઇને રડેછે, અને પોતાના કરમનાં ભોગને થયલાં જુએછે.

આવી દશા ઉડાઉની અંતે હોયછે. માટે જેઓ અવીચારે સ વખતે મેલવેલો પૈસો રેદી દેવાની ઉજતાઈ કરેછે તેઓને ધડો લેવો જોઇએકે પાછલ ગરીબાઈ અને દલીદરતા ધુંરકેછે તેથી બચાવ કરી રાખવો

# ધરમ અને તેની મતલબ શી છે ?

---

ખુદરતી કાયદાં અને નીયમોપર ધ્યાન આપતાં જે મતલબ સારૂં આદમીને પેદા કરવામાં આવેલું છે, તે મતલબ આ દુનીઆની તમાંમ ચીજોની સંભાલ કીજે નીરમાન થયલા આદમીની રીતસરની ચાલ ઉપર આધાર રાખેછે. ખુદરતે પોતાની બલીહારી અને ધંભીર રચણામાં તેને સરવેથી વડો કીધોછે; અને ગોયા આ પેદાએસ તેનેજ કીજે સરજાવી હોએ તેમ તેનાં હાથ તલે તે સોંપી દીધી છે. એ સર્વેને સંભાલી ઘટતો ઉપયોગ કરવાને તેનાપર એક ફરમાંન ઉતરેલું છે, અને તે ફરમાંન બજાવતાં જે બારીક ધડી પર તેનું સંસારનું પઇડું ફેરવાતું રાખેલું છે, તેની ગતી ચુકી જતાં અથવા તે ઉપર બેધયાંન રેહેતાં તેને હસ્તક સોફેલી એ ચીજોની સંભાલને બદલે ખરાબી કરી દેછે. એ ફેરવાતાં પઇડાંનું મુલ જે નીયમ ઉપરથી ઉભું કીધું છે તે નીયમ તેને પોતાની જાતી અકલે તેને આ દુનીઆનાં ગુચવન ભરેલા રસ્તામાં કેહેવી તહરેથી નીકલી પોતાનાં ધારવેલા મારગે જવુ તે સીખવેછે, અને જેમ તે નીયમ તેને એક હાથપર રસ્તો બતાવે છે તેમ તે નીયમને જનમ આપનાર તેની અકલ પોતેજછે. એ નીયમ ધરમ મારગછે. ધરમ અકલથી ભરપુર અને દાનાઇથી ચીકાર થયલા કાનુનોથી ભરેકો હોયછે તોબી તેનું ખરૂં રેહેઠાંણ મગજનાં મંદીરનાં કરતાં અંતઃ કરણની ખીણમાં સોભા પાંમેછે, ઇઆને ધરમ ઉપર વાદ વીવાદ કરવાને કે તેપર ચકચારની ખરીદી કે વેચાંનથી ચુનોચરા કરવાને જેહેલું ઘટતું વીચારી શકાય તે કરતાં વધારે દીલનાં વીચવાસ અને અંતઃ કરણની મંજુરીઆતથી તેને જાલવી રાખવામાં અગતનુંછે, સબબ

જે કાનુનો અને શીખામણો તેમાં સમાવેલી હોયછે તે નીતરી સચાઈ સીવાએ બીજી કાંઈ હોતી નથી. અને તે સચાઇપર સખુન લેઇ જવો અથવા તેને ચુંથી તેમાંથી નવું ખોલવાની વેદનાં કરવી તે કાંઇજ નહીં પણ સવળ જીગરની અંદર વસવસા અને વેહેમના ઝેરી કતરાનુ જલ ભેલવાની શહરૂઆત થયલી સમજવી.

જ્યારે કોઇ સખસ કદીમ જમાનાંથી ચાલતાં આવેલા પોતાના મજબને વસવસાની નજરે જોવા માંડેછે અને તેમાથી ભુલ કાહાડેછે ત્યારે ખુદરત જે ધોરણપર ફરવાને તેને મુકયોછે તે ચુકી જઈ ખરાબીનાં પગલાં તે ભરવાં સહરૂં કરેછે, અને એ ભુલ છતાં માણુશો જેટલી ખરાબી કરેછે તેનાં કરતાં જવાન ઉછલતાં જુશાનાં આદમી વધારે કરેછે, અને અંતે પોતાને એવી ગુચવનમાં લાવી મેલેછે કે સરવાલે તેમાંથી કેમ નીકલી મોકલા થવું તેના મોટાં અને ખરેખરાં સંકતમાં ધસડાઈ જાએછે, અને જીંદગીની ખરી મોટાઈ તથા આદમી અત ખારીએતો રદ કરી બેચેન તદન ખાલી પડી ગયલાં અને બાજે વખતે સુહુન મારી ગયલાં જીગર સાથ દલીદર હાલતે આ ભવની મુસાફરી પુરી કરેછે.

માટે ધરમ જેવી બારીક બીનાં અખતયાર કરતાં તેનો મગજની કસોતીથી તચ કાહાડવા કરતાં વીસવાસ ભરેલાં એકીનના પરડાંથી ધાંકેલો રાખવામાંજ મોટી કીરતીછે, અને તેમાંથી જે સુગંધી પમરાત દીલનાં ભીતરમાં પંથરાએછે તેની મોજ લેવામાં ખરી સાબાસીછે. તોપણ ઉપલું કબુલ રાખતાં જે ભુલ સાધારણ રીતે ચાલુ થયલીછે તે ભુલથી સંભાલ લેવી ઘટેછે. "ધરમની રાહા અકલની રાહાથી જુદીછે." એ ભુલ ભરેલુંછે. ધરમ અકલથી ભરેલોછે. જગે જગે તેમાં દાનાઇનાં દરખતો આ-

પણી નજરે પડેછે, અને તેમાંથી ફીલસુફી ભરેલાં નીપજતાં ફલો આપણે ચાખવા વટીક પાંમીએ છીએ. જે રસતો ખોદાઈ મારગ બતાવેછે તે કાંઈ અનસમજોનાં મન મનાવાને બનાવયો નથી, પણ તેમાં શું શું ખુબી અને ફાયદા ભેલાએલાછે તેની દાનાઈ કબુલ કરે એવી તેમાં દલીલ સમાવેલીછે, એ આપણે તેમાં વારંવાર જણાવેલા **સવાબ** કે નેકીનાં ફટવાઓથી જોઇએ છીએ. જે રશતો નેકી બતાવેછે તે શરીર સબંધી, મગણ સંબંધી, કે આ દુનીઆઈ ફરજ સંબંધી ફાયદા ભરેલો હોયછે. અને તે મુજબ ચાલવાથી જે કલપીત શુખની તેમાં આશા આપેલીછે તે કબુલ રાખતાંબી આપણે તે સુખ હીઆંજ મેલવી શકીએ છીએ માટે ધરમનો દરેક કાનુનો અકલવતાનો કે ફીલસુફીનાં ભેદ વગરનો નથી. પણ ચીબાવલા મગજનાં, ટુકી નજરવાલા, અને અધુરી કેળવણીથી છકી ગયલાઓ ધરમ જેવી પવીતર સપાટી ઉપર ઉતરી પડી તેને નાદાની ભરેલા વીચારોથી અપવીતર કરેછે તેથી ધરમની ખરી સવછતાને કશી ઝાંખ લાગતી નથી, તોબી તેવાઓની નાંદાની ભરેલી દલીલ અથવા વગર સમજની તકરાર અજ્ઞાંણ મગજપર ઘણી ખરાબ અશર કરી શકછે. માટે દરેક સમજુની તો એજ ફરજછે કે જે ચીજ તેને સમજ પડતી નહીં હોએ અને ગુચવનથી તે ઉપર વધારે વખત રોકવાને બદલે ચુપકીડી અખતયાર કીધાથી પોતાને તદન આસુદો અને મોકલો થયલો જોશે.

ધરમ તેની અસલ હાલતમાં અંત શુધી રહ્યો નથી. આદમીને પોતાનાં પેટનું દામ આપવું પડેછે. તેને લીધે આ દુનીઆની ઉઠલ પાઠલે જનમ લીધોછે. જે ઉઠલપાઠલ સાથ નવી નવી રીતીઓ જનમીછે અને એ રીતીઓને

તે વખતે અનુસરે એવા રેવાજો તથા રશમો ધરમનાં દરપત સાથ ભેલી નાખવા પડયાંછે જે રેવાજોનાં વેલાએ એટલા તો તે દરખતની આંસપાસ ફરી વલી તેને ગુંહી નાંખયો હોયછે કે તેમાંથી તેને તારવી કાહાડવો ઘણો મુશકેલ થઈ પડેછે. હવે એ વેલાઓ જે ફલ આપેછે તે હમેશાં અવગુણ ભરેલાં હોતાં નથી. પણ તેમાં જ્યારે અજ્ઞાંણ, વેહેમી, અને મતલબી કડવા ખવાસનું બી પડેલું હોયછે તે આખા ધરમની અને તે માનનાર આખા તોલાની કીરતીને જબુન લગાડેછે એમાં કાંઈ શક નથી. વાસતે તેવા કડવા ફલો વાવાને ડાહાપણ અને શોધક ચશમનાં બલથી જાડી કાહાડી આગલા વાજબી રેવાજોનાં મુલને સારી મજબુતી આપી તથા બીજી રશમોને કાએમ રાખી તેને તેની અસલ જાહો જલાલીમાં ખીલવા દેવો એ દરેક ધરમી પુરૂષની આએન ફરજછે.

રેવાજ રશમોની ચલકતી કાનારી વચે બંધાયલા ધરમનાં ફટવાપર સખુન લેઈ જવાએ એવી કેતાબ કે વચનથી દુર રેહેવાને દરેક સમજુ સખસની ફરજછે, અને એ ફરજ નહી બજાવાથી એક વખતની સચય ઠેરાવથી બેઠેલાં મગજને એક કારી ધોકો લાગેછે. જેનાં જરબની અશર તેને હમેસ તુલીક સતાવનાર થઈ એવી કેતાબો હાથમાં ધરવાને બદલે જે ધરમપોકીમાં આવેલું હોય તેજ ખરૂ ગણી આગલ ચાલવામાં સલાંમતી સચવા એલી રેહેછે. એ ધરમપોકી એવી હોવી જોઇએ કે તના વચનોનો છાપ જીગરની સપાટી ઉપર કોટરાઈ રહે, સબબ એથી રહી જતી અશર ધરમીપણાનાં ધંભીર મંદીરમાં દાખલ થતાં પવીતરાઇનાં આબથી પાક કરી દીલની ખાહેશ ભરેલી મમતા જાલવતાં શીખવાને તૈયાર કરી રાખેછે, એમ થવાથી જાતીનું પગ કાંઇબી તકરાર ઇઆ બીજાં મતની મદદ વગર લેવાને હીમત છેટેછે.

આદમીની દરસતીએ ધરમ એક એવો મારગ દરસાવેછે કે જેથી તે પોતાનાં પેદા કરનારની શકતી અને ડાહાપણુનો ખયાલ લાવી શકેછે, અને તેમાં ફરમાવેલી બંદેગીની રૂઢીથી તે તેની સાથ ગોયા મેલાપનો સંબંધ બાંધી શકેછે. માટે બંદેગીનો રૂડો મારગ દરરોજ અખતયાર કીધાથી શક અથવા વીમાશનનો બોજો દીલનાં ભાતરથી દુર થાએછે એટલુંજ નહીં, પણ પરવરદેગાર શાથનો પોતાનો સંબંધ આદમી ગોયા વધારે મજબુત કરતો જાયછે. એ શરૂઆતમાં એક સખસને જેટલો ફાયદા ભરેલો સાબીત થાયછે તેનાં કરતાં તે સખસ પોતાના રશતામાં તેનાં ગુનગારા ગહવેર જોવા પાંમેછે.

ઉપલી ફરજ જેમ પોતાનાં પેદા કરનારને રાજી રાખવા અને તેનેથી મદદ ચાહાવામાંછે તેમ એક ધરમીની બીજી ફરજ પોતાનાં જાતભાઈ, પછે તેઓ તેનેથી ગમે એવી રીતે જુદા પડતા હોય, તેઓને મદદ કરવામાં ગણાએછે. તે મદદનુ પરમાંણુ તે આપનાર અને લેનારની શકતી મુજબ રેહેવું જોઇએ. જેમ તે પવીતર શકતી જેણે આ ખુદરતી ખેલ રચયોછે તેનાં તરફની પેહેલી ફરજછે–એક પેદા કરનાર અને મુરબ્બી તરીકે તેને માંન અને તાબેદારી આપણુ તરફથી ઘટેછે–એક પીતા અને મીત્ર તરીકે તેનાં હોકમ અને મમતાને વજન આપણુને દેવું ઘટીટછે, તેમ જે ભાઇબંધો આપણી આશપાસ નજર પડેછે તેઓ આપણા તરફની મદદનાં પેહેલા હકદારછે.

ઉપલી બીનાં જોકે આજની બાબદથી વેગલા લેઈ જાએછે તોબી તે એ બીનાં સાથ તાલુકો નથી ધરાવતી એમ નથી.

પણ, આએ દુનીઆમાં ધરમે શું ફાયદા કીધાછે તેની તવારીખ આપણી નજરમાં રમી રહેલીછે. જયારથી

અજ્ઞાંણપણાનાં અંધકારનો પરડો ફાટવા માડયો છે ત્યારથી આએ ખુદરતી રાચરચેલી ખલગત જે આદમીની જંગલી અવશથાથી ભયભીત દેખાતી તેને બદલે ખુશનુંમાહા નજરે પડેછે. જે અવસ્થા આપણે આપણી જોઈએ છીએ, તે બારીકીથી તપાસતાં આદમીની એખલી અકલેજ નહીં પણ ધરમની મદદે થયલીછે. ધરમ એક મોટો શુધારકછે, તે જેમ આદમીને બદી અટકાવી તેનામાં નેકી અને ખોદાઈ વીચારનો શુધારો કરેછે તેમ. સંસારી બાબદમાં તેણે ઘણાક સુધારા દાખલ કરી દીધાછે, અને તેણે એટલો ચાહા પોતાના ઉપર ખેચી લીધોછેકે તેની સાંમે થનાર આજ કોઈજ મલશે! જંગલીમાં જંગલી એક હબશી એક લાંકડાંનાં કકડાને દેવ ગણી ધરમને સ-વીકારતો દેખાએછે, આદમીનો ભોગ વટીક આપી ધરમની જાળવણી કરતો આજે તેને જોઇએછે. તેમ શુધરેલ, પ-હડેલ, અને કહડેલ વટીક પોતાની સમજ વાપડી પોતાનાં દીલને ધરમનાં શીંગારથી રંગેલું દેખાડવાને મગરૂરી શ-મજેછે, અને જેઓ એ એતેકાદપર હશી પોતાનો ભવ કાપતા હતા તેઓપણ પોતાનાં છેડાના વખતે તેનેજ માં-ન સાથ કબુલ કરી પરાંણુ છોડી ચલયાછે-

આહા—ધરમે આ જગતપર કેટલી ઉડલ પાહ્લ કી-ધીછે! કોઈબી તવારીખ લેઓ અને તપાસો. ધરમની લડાઈ સર્વેથી જબુન અને નાશકારક જણાઇછે, રાજપાત ઉધાં વલયાંછે, શેહેનશાહ તારાજ થયાંછે, ખુન અને લો-હીની નીખો વેહીછે, અને ધરમ ખાતર નહી વમાશેલી દુશમનાઈ વધીછે. ધરણનું જહનુંન સઉને હોયછે, જેઓ પણ કાચી સમજે અને મુરખાઈ સાથે તેને વધારી દેઈ ખરા ધરમની કીરતી દેખાડવા જાએછે, તેઓ ખચીત મોટી ભુલમાં ડુંગેછે, તેમની તે ચાલ તે ધરમની ઘોઇ

નાખેછે, અને તેનાં તરફનું લોકનું માન હલકું કરેછે એ-ટલુંજ નહીં, પણ બીજે વખતે તેને લોકનાં ધીકારમાં લાવી નાખેછે· માટે આગલ પાછલની તવારીખે આપેલો ધડો ધયાનમાં લેતાં ખરા ધરમની મોજ ખરાં એતેકદથી જીગરનાં મેદાનમાં ખોદાઈ માયાનો મેહેલ ઉઠાવી પોતાનાં ભાઇબિંધોનું ભલું કરી આ દુનીઆમાં ઉપયોગી થવામાં સમજવી જોઇએ.

# દ લ દે સ રી.

( કીતાબની શીખાંમંણ અને એક વાંચનારનાં વાંધાં )

કીતાબ— એક ઇરાંણી શાહેર કહી ગયોછે કે જ્યારે હું નાવારેસ બાલક હતો, અને એક વખતે મારા પગમાં પાંઉ પોશ પણ નહી હતા ત્યારે હું ઘણો દલગીર થઈ સ મજીદમાં ગયો, ત્યાં જ્યારે મેં જોયું કે મારાતો માત્ર પાંઉ પોશજ નથી, પણ અહીંઆં બીચારા કેટલાક સખશોનાતો પાંઉ નથી અને તેઓને હાલચાલ કરવાને ભારે સકતી પડેછે, આ વખતે મેં ખોદાનું ભારે આશાંન માન્યું કે તે સાહેબે મને પાંઉ પણ આપેલાછે" તે પ્રમાણે દલદેસરી પણ એક સારી ચીજછે કે બીજાઓ ઉપર શું આફીઅત પડેચ તેનો આપણાં મનમાં વીચાર આવે અને એક ઇ-ગ્રેજી દાહેઓ સાહેર દલદેસરીનું નીચે લખેઆ પ્રમાણે બેઆન કરી ગયો છે.—અરે દલદેસરી! ભરેસપતી દેવની કનેઆ સખત દીલવાલી, ઇનસાંનના દીલ તથા હવસને નરમાસ આપનારી, નેકીનું પોસંણ કરનારી! એજ પ્રમાણે બીજા કેટલાક સાહેરો દલદેસરીની વખાંણ કરી ગયાછે.

તથા કેટલાએક તો વલી હીમત રાખીને લખી ગયાછે. કે દલદેસરી વગર હરેક નાંમીચો તથા લાએકી વાલો સખશ પોતાની લાએકને પોંહોંચે નહી તથા મોટાં માહાભારત કાંમો કરે નહી.

વાંચનાર–હા હા ઘણી સારી ચીજ દલદેશરી ઘણી સારી ચીજછે પણ આપણી ઉપર તે નહી પડેતો સારૂં.

કીતાબ–રોમનો ફીલશુપ સેનેકા કહી ગઓછે. કે “એક બાહાદુર શખશ બદનસીબની સાંમે લડતો હોય અને દલદેરીસરીના દરીઆવમાં તથા તોફાનમાં તેની હીમત જેવીને તેવી જોઇએ તેવી બીજી કાંઇજ આએ દુનીઆમાં મજા નથી અને એવી હીમત જોવાને દેવ લોકો પણ આસમાંન ઉપરથી આ પૃથ્વી ઉપર પોતાની નજર કરશે,”

વાંચનાર–ખરેખર એવી દેખાવ જોવાનેતો સર્વે કોઈ રાજીછે પણ એવી બાહાદુરી દેખાડવાને કોઈ ચાહે ?

કીતાબ–સારાં ભાયેગથી અને સુખથી ઇનસાંનનો ભવ બગડશે એવુતો સર્વે કોઈ કબુલ રાખશે અને ત્યારેજ માંણસો ઘણા ફુંગરાએચ અને ઘણો ફાકો રાખી પોતાનો મરતબો ભુલી જાએચ; તેઓ પોતાનાં ભાઈ બંધોને નીચ ગણવા માંડેચ, અને પોતાના ફાયદાને તથા ખુશાલીને વાસ્તે તેઓનો બીગાડ કરવા, તથા અપમાંન કરવાને જરા આચકો ખાતા નથી. જુના દોસ્તોને ભુલી જાએચ, અને કદાચ વફાદારીનુ કરજ આપવાને બદલે ઉલતું આપણી ઉપર આશાંન કરનાર સખશો પણ ઇઆદ આવતા નથી. ઘણી ખરી વખતે તાલેમંદીની ભરતીમાં આપણી ઘણી બારીક અને ઘણીજ અગતની ફરજો અદા કરવાને બદલે તોડેચ અને માંણસ જેવાં નાપાએદાર પ્રાંણીને હરેક જાતીનું શુખ થયાથી તેની નીતીનો બીગાડ થયા

વીના રેહેતો નથી, એટલા વાસ્તે માંણસે સુખી થવું એ. ઘણું ધાસ્તી ભરેલુછે. હેવું વીચાર્યામાં આવ્યું છે.

વાંચનાર—(તદન ગલતછે મારી ઓલખાંણમાં કેટલાક સખશોછે જેઓને બંગાલની સોરતી આવેઆથી તથા અફીમના વેપાર બેંક અને રેલવેના શેર ખીરદ કીધાથી લખપતી થઈ ગયાછે. તોપણ પોતાની મોટાઈ જણાંવાને એક ખાંણું પણ નહી આપતા "જુના દોસ્તોને વીસરી જાએ" જેવા તેઓ હાલ પોતાના જુના દોસ્તોને ઇઆદ કરેચ તેવા આગમજ કદી કરતા નહી હતા. "ઘણીજ બારીક ફરજો તોડેચ"! નહી નહી! તેઓ પેહલાં એક દમડી ભીખારીને નહી આંપતા હતા. તેઓનાં નાંમ હાલ સર્વે સખાવતની ટીપમાં જોવામાં આવશે અને વલી મોટી રકંમ તેઓના નાંમ ઉપર (મીઠાં વીગરતો વાતજ નહી) હું આશા રાખુચ કે સુખની જાલમાં હું પડુ પણ સુખ મલે કયાંથી!

કીતાબ—વલી અચરત જેવું સુછેકે સુખથી માંણસ બે કદર અને ના હીમતી થઈ જાએચ; તેને અસરથી સર્વે રંજ ખેચવાની નેકીઓ નીરબલ થઇને ગુમ થઈ જાએચ! અને દલદેસરી ઇનસાંનની હેવા સાંરા ગુણોને પુસ્તી આપેચ અને ખીલવેચ; હાતીમ તાઇએ રંગ નહી ખેંચી હતે તો તેની સઘલી નેકીઓ જાહેરમાં આવતે? અને શું હાતંમ નામું પણ જોડાતે.?

વાંચનાર—શું મારી ઓલખાંણમાં કેટલાએક સખશો છે, એકતો—જી જેનો ધંધો સારી પેઠે ચાલતો હતો ત્યારે તે હમેશ ચાલાક દેખાતો હતો અને દુકાંનદારીમાં સારી હીમત ધરાવતો હતો પણ હાલ જ્યારે તેનો ધંધો ભાગી પડેઓચ ત્યારે હું તેને હમેશાં દલગીર અને ઉદાશી જોઊંચ અને શીધી માઇની માફક હટી થઇને ખોટ ખા-

આ કરેચ પણ કાંઇ હીમત ચલાવી ધંધામાં કાંઇ વધારો કરવાને કોશેશ કરતો નથી; તે દાહાડે હું તેને ઘેર ગયો હતો અને તેને સમજાવેઓ કે જરા ખબરદારી રાખેતો એક બે દીવસમાં ત્રણશો રૂપીઆંનો તેને તડાકો પડી જાએ, પણ તે બોલ્યો કે નહી હવે મારૂં દીલજ બાગી પડયું ત્યારે મેહનત કરવી ફોકટ.

કીતાબ–અસલી ફીનીશીઅન લોકોમાં કેહેવાત હતી જે વીપતીને તાબે થઇ ના ઉમેદ નહી થવું પણ હીમત રાખીને તેની સાંમે થવું, અને હીમત રાખ્યાથી બદ ન શીબની સાંબે પણ થઇ શખશો. અસલના પુરાતમ લોકોની કેહવત પ્રમાણે તેવો ચાલતા હતા અને શું અંચરત સરીખા દાખલા તેઓ આપણને આપી ગયા છે! તેઓ કેવા હાતંમ દીલના હતા.?

વાંચનાર–હા ઘણાજ હીચકારા કે હરેક કાંઇ આવી બને ત્યારે પોતાની મેલે જાંન આપે. નહી નહી દોસ્ત તું જાણકે દલદેસરીની વખાંણ કરવાને વાસ્તે એવા દાખલા આપ્યામાં આવ્યા છે. શું કોઇ મને એમ કહી સખશે કે કેરી હુનાલાના દીન ઉપર ઉગેચ તે માટે ઘણો તાપ પડેતો સારૂં અને ઘણાંજ તપોતામાં કેરી સારી પાકશે.

કીતાબ–દલદેસરીની સઉ કરતાં ઘણીજ ઉમદા અસર તો એછે કે તે આપણા સ્વભાવને નરમાસમાં લાવેચ–એક શાહેરના નાંમીચા કલાંમ છે કે મારી ઉપર પડે ત્યારે હું બીજાનું દુખ જાંણુ તે બરહક છે. સુખની સાથે જે મોજ તથા એશ આરાંમ આવેચ, તેથી આપણે બેખલપેતા થઇ જઇએચ અને "દુનીઆં સુખી કે દુખી' તો "આપણે સુખી તો સઉ સુખી" એવું વીચારીએચ. એવા વીચારમાં આસ્તે આસ્તે આપણું દીલ કઠણ થઇ જાએચ અને બીજાઓ ઉપર દયા કરી સકતા નથી. પણ

જ્યારે આપણી ઉપર પડે ત્યારે દલદેસરી પોતાનો ભએ બરેલો આકાર આપણી સાંમે લાવે, ત્યારેજ આપણે વીચારીએચ કે આપણી ઉપર પડેચ તેમ બીજાઓ ઉપર પણ પડતું હોશે. આપણી વીપતી અને અંદેશા ઉપરથી આપણને માલમ પડશે, કે માંણુસ જાતની ઘણી ખરી જીંનદગી કેમ ગુજરેચ અને ગરીબોના શોહોર ઉપર તથા અંદેશાનાં કબજામાં બંધાએલા લોકોની વીપતી સાંભલવાને આપણા કાંન ઉગડેચ, એ પ્રમાંણે કેટલાએક લોકો જેઓ જાંણતાતાજ નહી કે દુનીઆમાં કાંઇ વીપતી છે અને પોતાની આખી જીંનદગી સુખી એવા કડણ હૃઇઆનાં તથા આપ મતલબીઆજ રેહેતે પણ તેઓ ઉપર વીપતી પડયાથી તેઓ ઘણા માયાલુ થઇ જાય છે.

વાંચનાર–છત તદન ગલત છે શું તમે એવું નથી સાંભળ્યું કે કેટલાક લોકો ઉપર વીપતી પડયાથી તેઓનો સારો સ્વભાવ બગડી જાએચ, અને તેઓ દુનીયાં સાથે હટ કરી દુનીયાંથી ઉલતા ચાલેચ. મારા દોસ્ત સુખથી નહી પણ દુખ અને દલદેસરીથી માણુસનો સ્વભાવ બીગડી જાએચ; બાઈ સ્વભાવે ઘણીજ ભલી છે અને તેનો ઘણી તાલેમંદ હતો સાં સુધી તેના જેવું માયાલુ અને નરમાસ ભરેલું તો દુનીયામાં કોઇ માંણુસ નહી હોશે પણ હવે જ્યારથી તેની દોલત ગઇ ત્યારથી તેનો સ્વભાવજ તદન ઉલતો થઇ ગયો છે, તેના સ્વભાવ તથા ચાલ ચલણથી સર્વે કોઇને કંટાલો આવેચ, હું તેને છેલી વખતે મલવા ગયો હતો ત્યારે અસલની ઓલખાંણના સખશો હવે તેની સાથે લોછડાઇથી ચાલેચ, અને તેના ઘણીથી તેને શું શું ખમવું પડેચ તેનીજ ચરચા કરવા બેઠી. તેને તદન દુનીયાંજ અકારી પડી છે, શું હવે એ સઘલો સ્વભાવ બગડેલો કે સુધરેલો? અને શા કારણથી દલદેસરી અને વીપતીથી કે નહી?

કીતાબ—દલદેસરીથી આપણા સ્વભાવનો તથા નફશોનો સુધારો થાએચ, તે કરતાં વલી વધારે અગતનું શું છે કે તેથી આપણા વીચારનું તરાજુ પણ હમેશાં અદલ રાખેચ—સુખમાં આપણી બુધી તથા વીચાર બરાબર ચાલતા નથી, કારણ કે સર્વે ચીજની ઉપર સુખનો પરદો ઢંકાએલો હોયચ—આપણી ઉપર નશીબ ફીદા હોએચ ત્યારે આપણે જાણીએચ કે આખી દુનીઆં પણ તેવીજ હાલતમાં છે. આપણી આસપાસના સર્વે લોકોના વીચાર આપણને માલમ પડતા નથી. અને તે વખતે આપણુંને સતાવવાથી દુનીયાંને ફાએદો થાએચ, તેથી દુનીઆ પણ આપણને શતાવે છે, અને આપણે પણ આપણી બુધીને હવા ખાતી મુકીએચ. તોફાંન થયાની આગમજ હવા થમ થઇ જાએચ અને દુનીયાં સોભાઈતી અને સ્થીર દેખાએચ, દરીઆવનાં પાણીમાં એક ઘાંસનું તણખુ પણ હીલી સકતું નથી ત્યારે આપણે જાણીએચ કે હમેશાં દુનીયાં એવીજ રેહેશે અને સર્વે દરીઆવમાં કાંઇ તોફાંન હોશેજ નહી, પણ જ્યારે વીપતીનું તોફાંન આપણી ઉપર આવી પડે ત્યારેજ સર્વે ચીજ આપણી નજરે જેવાં હોએ તેવાં દેખાએ—સુખના રંગીન આસમાંનથી સર્વે ચીજો રંગીન અને ખુશનમાં દેખાએ પણ જ્યારે તે ચસમો નીકલી જાએ અને વીપતીની વખતે આપણી ખુલી નજરે જોઇએ ત્યારે દુનીઆં ખરી અવસ્થા માલમ પડે છે, સુખની વખતે દુશમન પણ જાની દોસ્તના દેખાવમાં દેખાએછે અને ખરો મીત્ર કડવો વીખ લાગે પણ દલદેસરી આપણી નજર ઉઘાડશે, ત્યારેજ આપણુને માલમ પડશે. દુનીયાં પોતાની મતલબ અને પોતાનો લાભ પેહેલા શોધશે, અને જે કાંમમાં તેઓને કાંઇ ફાયદો થનાર નહી તે કાંમમાંજ જુજ શખશો પ-

ડશે; તેઓ હંમેશાં ઘણો વીચાર કરીને હરેક બાબદમાં વચે પડશે, અને સંસારનાં કાંમમાં ઘણુાજ ચાલાક સખશો સાથે પણુ બરાબરી કરશે. એટલાજ વીચાર ઉપરથી સંસારનાં કામમાં જે કોઇ સખશોએ વીપતીની સાલામાં કેલવણી લઇ સનદ મેલવ્યો હોએ તેઓ બીજાઓનાં કરતાં વધારે કાબેલ ગણાએચ–અને એક બીજો શાહેર કહી ગયોછે કે જેજે નાંમીચા સખશો થાઈ ગએઆછે તેઓમાનાં ઘણા ખરાઓએ એ વીપતીનાં કડવાં ફલ ચાખેઆંછે તેથી જે વીપતીને મોટાઈ મલેલીછે, અને જે કોઈ આશાવાંન સખશો નાંમદારી મેલવવાને ચાતા હોએચતો તેઓ સારાં ભાએગ માંગવાને બદલે વીપતીનો બીહાંમણો દેખાવ પસંદ કરેચ. જે કોઈ ખલાશી નાંમદારી માહીતગારી મેલવવાને ચાહેચ તે પીઠ ઉપરના સવડા પવનને બદલે તોફાંનને ચાહેચ. જે કોઈ લશકરી સીપાઈ પોતાને દરજજે વધવા ચાહેછે તે માત્ર બરાખમાં બેશી રેવા નહી માંગતો પણુ લડાઈની રંજને દીલો જાંનથી પસંદ કરેચ.

વાંચનાર–સર્વે કલાંમ બેવખુણી ભરેલા છે. વીપતીથી ઉલટા લોકોનાં વીચાર સંકલાઇ જાએચ. વીપતીની શાલામાં દુનીયાં ખુલ્લી નહી દેખાતી પણુ ઉલટી ઘેરાએલી. શું! તોફાંનની વખતે ખલાસીને પોતાનો મારગ પાધરો શુજેચ ! સું આફીઅતની વખતે માણુસની બુધી કમ નહી થઇ જતી ! વીપતીની વખતે માણુસને સર્વે કડંગુ અને કંટાલા ભરેલું દીસેચ. જો કોઇ વેપારીનો હાત ભીડમાં આવી પડયો હોય અને કોઇ તેને ધીરે નહી તો તે એવું વીચારશે નહી કે ઇનસાનમાં કોઇ ઇતબાર મલે નહી અને એક બાલારીંછની માફક ખડબડતો અને બલતો પોતાને ઘેર જશે- જો કોઇ સીપાઇ અમલદાર લડાઇમાં હારી આવ્યો હોય અને તે હરેક

સલામત રાખવાને શું ઉપાય કરૂં ? એ પુછાવ્યા ઉપર થી તથા મારા પીતરાઇના મરણની ખોટી બુમ શ્રી ક- લકતે પણ પોહોતી હતી તેથી તે વેપારીઓ એવું સમ- જ્યા કે મને વારસો મલવાનો છે તેના નાંણું વીશે મે તેઓની સહલા માંગી, અને તેઓએ તરત મારા નાંમ ઉપર સરકારી લોન રૂ ૨૦૦૦૦ ની ખરીદ કીધી ત્યાર પછી મને જવાબ લખ્યો કે "તમારે વાસ્તે લોન ખરી- દ કીધી છે કદાચ એટલી બધી લોન રાખવાની તમારી મરજી નહી હોયતો તરત હમુને લખી વાલજો હાલ ભા વ વધ્યો છે અને નફો ઘણો થશે" એટલું લખીને તે પેહેડીના કારભારીએ મારા સારાં ભાગ્યેગને આશીરવાદ દીધા.

વીસ હજાર? શું વીસ હજાર રૂપીઆ ?—એ વાં- ચતાં કાગલ પણ મારા હાતમાંથી પડી ગયું મેં તરત તે પેહેઠી ઉપર લખ્યું કે વીસ હજાર રૂપીઆ મારી પાસે કાંઇ છે નહી અને ચીનથી કાંઇ અવેજ આવ્યો નથી.

થોડા દીવસમાં કલકતેથી મને પાછું કાગલ આવ્યું કે તે લોન પાછી વેચી નાંખ્યામાં આવી છે. અને તેમા આઠ હજાર રૂપીઆ નફો થયો છે તથા શ્રી ચીન તુલી- કથી અવેજ આવવાને વખત ઘણો લાગશે તેટલા વાસ્તે મને ધીરજ રાખવાને લખ્યું, તથા એક નવી બેંક ની- કલી છે તેના પચાસ શેઅર મારે નાંમે ખરીદ કીધામ આવ્યા છે.

આઠ હજાર રૂપીઆ ? ખચીત મને કાંઇ એ વેપા- રીઓના લેણદેણમાં ખબર નથી, આઠ હજાર રૂપીઆ એકદમ નફો થયો એવું કાંઇ બને નહી અથવા તો હું સમજતો નથી કે મેહેતાએ કાગલ લખ્યામાં એક અથવા બેઆ સુન વધારે મુકી દીધી છે. વલી જ્યારે મેં નવું

ધોતર અને પાગડી બાંધી ત્યારે તો લોકો મને કંટાલો આપવા લાગા. ન્યુસપેપરવાલાઓએ મારા પીતરાઇ ભાઇનો હેવાલ લખ્યો. તથા તેના વીશે મને કાંઇ વધારે ખબર હોશે તેની પુછપરછ કરવા આવતા, અને તેઓને જવાબ આપતાં હું થાકો—કેટલાએક ગ્રહસ્થોએ નાંમીચી સખાવતના ઉગરાંણા થતાં હતાં તેની ટીપ મારા ઉપર મોકલવી, અને દરરોજ કાગલોનો લવાજેમ આપતાં મારા પૈસા ખુટી ગયા, કારણ હજુર વારશો તો ખુવાબમાં મલશે, તથા જે નફો મને થયો છે તે તો વેપારીઓને ઘર છે, પણ મારી હાલત તો હજુર મુફલેસજ હતી, અને દોકડે દોકડાની મને તંગી પડતી હતી, પણ એટલું સારૂ હતું કે જ્યારથી લોકોને ખબર પડી કે મને વારસો મલવાનો છે ત્યારથી કોઇએ ઉગરાણી કીધી નહી, અને જે સખશો આગલ મને એક રૂપીઓ ધીરતા નહી હતા તેઓ સેંકડો રૂપીઆનો માલ મને ઉધાર આપવાને ઘણા ઇનતેજાર હતા. છેલે જ્યારે મારી પુંજી પુરી ખુટી ત્યારે મેં કલકતે જવા ધારયું ત્યાં જઇ પોહોંચ્યો. તેવો પેહેલાં જે પેહેડી સાથે મારો વેહવાર ચાલતો હતો ત્યાં ગયો; ત્યાં જતાંજ કારભારીઓએ મને આસીરવાદ દીધા ત્યાર પછી તેઓના વડાએ કહયું કે "—જી હું ઘણો દલગીર છું કે તમે પેલી લોન રાખી નહી. પણ હવે બની તે તો બની થોડી હજુર બાકી રહી છે."

મારી પુંજી કેટલી વધીછે તે જાંણવાને હું ઇનતેજાર હતો તેટલા વાસ્તે મેં તેને તે વીશે સવાલ કીધો, અને તેના બોલ્લેબોલ ખુબ ધ્યાંન આપીને સાંભળ્યા, અને તેને જે સઘલો હિસાબ મોહોડે ગણી દેખાડયો તે હું સમજ્યો નહી તેથી મેં પુછ્યું કે શું સઘલા મલીને બે લાખ વીસ હજાર થયા એમાં કાંઇ ફરકતો નહી? દીલ-

માં તો એવું કે ગોઆ ખુઆબ જોતો હોવું તોપણ જાણે લાખ અને હજાર તો મારા મનમા રહયા હોએ તેમ હું દમામ કરવા લાગો અને સવાલ કીધો કે "પેલી બેંકના શેરનું સું થયું"? અને તેપણ હાલ વેચાશે કે નહી?

"હા તમારા પચાસ શેરછે તેના સાઠ હજાર રૂ-પીઆ ઉપજશે"

મેં કહયું કે તેના નાંણાંતો મેં આપ્યા નથી ત્યારે મને અચરત લાગેચ, અને એ ટુક ટુક રકમોને એકંદર સહી સલામત રાખવાને શું ઊપાય કરવો?

"બંગાલાની લોન લેઓ કે સેંકડે પાંચ ટકા ઘેર બેઠાં આવશે અલબતાં ચીનથી અવેજ ભારે આવવાનો છે, વાસ્તે આએ ટુક રકમોનો હીસાબ રાખવો તમુને મુ-સકેલ પડતો હશે"

લોન લીધાથી ત્યારે વીસ હજારની તેરીખ વરસ દાહાડે ઊપજશે--નહી સાહેબ? પણ તે લોન કેમ મલશે?

"સાહેબ હમારી પેહડીને આડત આપશો તો કાલે તમારી નોકરીમાં હાજર કરસુ"

તમારી પેહડી સીવાએ બીજે કયાં હું વેહવાર તથા ઇતબાર રાખુ.

એટલું બોલ્યાથી પેલા નાંણાવતીએ મારો આભાર માન્યો પણ લાખો રૂપીઆનો હીશાબ કીધો ને ગજવા-માં તો એક દોકડો નહી તથા તે પેહડી ઉપરથી કહડા-વવાને મને ઘણી શરમ લાગી આખર ઘણી ધાસતી રાખીને હું બોલ્યો, કે સાહેબ મેહરબાંની કરીને એક નાંધલી રકમ મને આલશો.

"લોને શાહેબ આખી તીજોરીજ તમારી છે કેટ-લા ત્રણ કે પાંચ હજાર જોઇએચ" અને તરત સરાફને

હોકમ કીધો ત્યાર પછી મેં પેહડીના માણસોને પોત પોતામાં વાત કરતાં સાંભળ્યા કોઇ (માહારે વાસતે) બોલતા કે "ઘણો ભલુ માણસ છે" "વેપારમાં માહીતગારી ઘણી ધરાવેચ" "દાહેઓ સખશ છે" ત્યારે મેં વીચારયું જે આએ પૈસાથી હું ડાહયો થયો, અને વેપારમાં પણ ઘણી માહીનગારી ધરાવેચ (પણ હું નડી શું તે હું હજુર સમજતો નથી) અને જેટલા દીવસ હું કલકતે રહયો તેમાં એક દીવસે મારે પોતાને ઘેર જમ્યો, નહી (વારસો મલશે ત્યારે થઇ રેહેશે પણ હાલ નહી સગાના સગા થવા લાગા અને અણજાંણ સખશો ઓલખાંણ કાહાડવા લાગાં.

કલકતેથી પાછો આવ્યા પછી મારા બે દોસ્તો મને મલવા આવ્યા, અને તેઓ બીહીતા હતા કે મેં કરજ ઘણું કીધું હતું તેટલા વાસ્તે હું કલકતે નાશી ગયો, તથા પોતે જે જુડી બુમ ઉરાડી હતી તે જુઠી છે એવું જાહેર કરવાને તેઓને હીમત રહી નહી. તેઓ મારી ખબર અંતર પુછયા પછી તથા મારા ઘરનો ભભકાદાર સાંમાન જોઇ એક બારી આગલ વાત કરવા ગયા, ત્યાર પછી તરત તેઓ જે વાતની ધાસતી રાખતા હતા તે મને કેવા આવ્યા, પણ તેટલામાંતો મેં તેઓને કહયું કે ચાલો આપણે અહીંથી પાંચ છ માઇલ દુર એક વાડી વેચવાની છે તે ખરીદ કરવા જઇએ તેની કીમત આસરે એક હજાર રૂપીઆની છે કાંઇ લાંબી બીસાદ નથી.

"પણ પાંચ છ માઇલ દુરછે તે?"

તેને શું મારી ફાઇતન છે ને.

ફાઇતન કોણુની તમારી?

હા મારી જોરીની ફાઇતન મને એક સવારીનો ઘોડો લેવોચ.

રસ્તામાં પરેમચંદ બોલેઓ "ભાઈ તમો જાંણોછો તો ખરાકે આપણેતો માત્ર જુઠી બુમ ઉરાડી અને તમે આએ સું કાંમ કરી મુકીઉછે, હમેતો એ બુમ જુઠીછે એમ જાહેર કરીએચ".

હું બોલ્યોકે નહી ભાઈ તમે જાહેર કરતા ના તમારી ઘણી મેરબાંની થઈ અને પછી હું લખેશરી કેમ થયો તેની સર્વે હકીકત તેઓને કહી સંભલાવી અને પરેમચંદને કહ્યું કે તારી કીતાબ છાપવાને મેં ફલાના છાપગરને હુંકમ કીધોછે હવે તારે કાંઈ ફકર કરવી નહી.

પણ સાચી વાત જાહેર થયા વગર રેહતી નહી. થોડીએક મુદતમાં પેલી બુમને લોકો આપોઆપ ખોટી ગણવા લાગા અને સહમજુ લોકોતો ધાસ્તી રાખતા હતા કે આએ સંધલો ભકકો થોડી મુદતમાં નાબુદ થઈ જશે અને જેઓએ મને શેંકડો રૂપીઆનો માલ ધીરેઓ હતો, તેઓએ જોઈયું કે હજુર શ્રી ચીન કંનતાંનથી અવેજતો આવેઓ નહી ત્યારે હુગરાંણી કરવા લાગા, અને દરરોજ મારી, મેજ ઉપર ચીઠીઓના ધગલા પડતા. સર્વે કોઈ લખે કે " મેરબાંની કરીને એટલું ટુંક બીલ ચુકાવી આપજોજી." માત્ર એક બીચારા જુના દોસ્તની ચીઠી આવી જે હેવું સમજતો હતો કે બુમ ખોટીછે, અને મેં કરજ કીધુય તે મારાથી આપી સખાશે નહી તેટલા મલે ૫૦૦ રૂપીઆ ધીરવાને પોતે હાજર હતો કે હું દેવાંમાંથી છુટું.

સર્વે ચીઠી વાંચી તેઓના જવાબ વાલ્યા તથા બીલ ચુકાવી આપ્યાં અને પેલો મારો ખરો દોસ્ત જેણે જાંણીયું કે હાલ હું અધીરાઈમાં આવી પડયાછે અને મદદ કરવાને ચાહીયું તેનો ઘણોજ આભાર માંનીને તેને મારો ખરો હેવાલ જણાવેઓ અને લખીયું કે મને

વારસો તો કાંઈ મળ્યો નથી, પણ મારી મરજી નહી તે છતાં લોકોએ મારી ઉપર ઈતબાર મુકેઓ તેથી હું લખપતી થએછું.

એ વાત જાહેર થયાથી સર્વે કોઇ મારી વખાંણ કરવા લાગા કે મેં જોગવાઇને ઘણી સારી રીતે કાંમમાં લગાડી પણ હું પોતે તો સમજ્યો કે સર્વે જે થયું તેમાં મારી વાખવાખી થાય એવું કાંઇ નથી, એતો એકાએક એવો બનાવ બન્યો જે ઘણી વખતે બનેચ પણ તેનું કારણ કોઇથી કહેવાઇ શકાતું નથી.

## શંનસાર.

(એક બાવો અને તેના ચેલા વચ્ચે ચરચા)

ચેલો—બાવા હું ધારૂંચ કે હવે હું પણ આએ શંનશારનુ શુખ છોડી તારી માફક વેરાગી થવું તો ઠીક, કારણ કે આ દુનીયામાં ફકત સુખ મલી આવતું નથી સુખની સાથે દુખ જોડાએલું હોયછે. ઇઆતો એક શખશ બીચારો ખેડુત હોય તેને પણ પોતાના ખેતરની, ઢોરની, બચાંની, બાયડી અને વરશો વરશ રૂતુ સારી આવશે કે નહી, પાક સારો થશે કે નહી, ઢોર સઘલાં જીવશે કે નહી, તેના ઘરના સઘલાં બચાં છોકરાં શરીરે સુખી રેહેશે કે નહી અને શરીરે સુખી રહયો તો તેઓ સવલાં સલાહ શંપટથી રેહેશે કે નહી, અને તેઓને કાએદાસર રાખવાને જે જે ધારના કીધામાં આવેચ તે પાર પડશે કે નહી. એવા સઘલા વીચારોમાં તેના દીવસ અને રાત જાએચ તેમાં તેની ભુખ ભાગેચ, ઢુંગ જાએ-

કોઈ સખશને લડાઇની વાત કરેતો સાંભલો તો તે શું એ ાક્યા વગર રેહેશે નહી કે દુનીયાં ઘણી એવફા છે, અને લોકોની અકલ ફરીછે કે માણુસની મેહનતનો જશ આ પતા નથી.? અરે દોસ્ત આપણી નજર આગલ ગરીબ અને તાલેમંદ સખસો છે, અને કેટલાએક વચલે વાંગેના છે, તેમાં શું તમે એમ કહી શકશો કે ગરીબ મજુર લોકો જેઓ બીચારાઓ ઉપર વીપતી ઘણી પડેચ, તેઓનું ડાહપણુ અને શેઆંણુ પણ વધતું છે શુ! વચલે વાંગેના અને તાલેમંદ લોકો વાજબી વીચાર કરશે, કે જે મુફલેસ લોકો ઉપર ઘણી આરીઅત પડે છે તેઓ શું! બલવા ખોર, અને તોફાંનીયાં, અને લુચા લોકો કાંહાં વધતા મલશે મુફલેશ અને ભુખે મરતા લોકોમાં કે વચલે વાંગેના અને તવંગર લોકોમાં.?

(એટલું કહી વાંચનારે કીતાબ ફેકી પોતાની ચાલ પકડી)

દાંનાવ વાંચનારાઓ આએ ચરચામાં વાજબી કોણ અને ગેર વાજબી કોણ તે કોઇથી કેહવાઇ શકાશે નહી, પણ અતીશે દલદેસરી સર્વે કોઇ ધીકારશે. પોતાના બંદાને સુખ કે દુખ આપવું તે તો તે કીરતારનાં હાથમાં છે, અને તેજ પોતાની રાસ્ત બુધીએ અને દાનાઇના જોરથી સુખ દુખનો પુરતો હીસો વેહેંચી આપશે. અલબતાં બુજરોગ લોકોની કેહવત છે, જે ઇનસાંનની ઉપર પડયા વીનાં ઇનસાંન પોતાનો હાલ જાંણુશે નહી, પણુ તેઓ એવું નહી ચાહશે કે સર્વે કોઇને ભારે વીપતી પડે અંગ્રેજ લોકોનો નાંમીચો ઇલમી મેકાલે એવું લખી જાએચ કે હાઇલાંનડર લોકોનો એક સીપા સરદારે એક દીને લડાઇ થઇ રહયા, પછી પોતાના છોકરાને જમીન ઉપર આરાંમ કરતો જોયો, અને એક તકીઆને ઠેકાંણે

એક મોટો પથર પોતાના માંઠા તલે લીધો હતો તે ઉ-
પરથી પેલા સરદારે પેલા જુવાંનને ધમકાવેઓ કે ભાઇ
વલી તુંને તકીઓ કેવો જોઇએ તે પથર કાહાડી નાંખ
નહી તો મોજીલો થઇ જશે, અને તારૂં શીફા પણું જતુ
રેહેશે. પંણ વાટરલુની લડાઇ જેમાં અંગ્રેજોએ નેપોલી-
અન બોનાપાટને છેલી શીકસત ખવાડી, ત્યારે અંગ્રેજી
લશકરે હાતે પણ મોજાં પેહેરેલાં હતાં, અને તેઓ નાચ-
માંથી ઉઠી લડાઇમાં આવ્યા હતા. તે ઉપરથી એવું નહી
જાંણવું કે મોજ અને સુખ ભોગવ્યાથી માંણસની હી-
મત અને સર્વે નેકી બગડી જાએછે, પણ એ સર્વે શારાં
અથવા માઠાં ભાએગની ઉપર આધાર રાખવાને બદલે
માણસના સ્વભાવ, અકલ અને તેની કેલવણી ઉપર સ-
ઘલો આધાર રાખે છે. કેટલાકની ચાલચલણ સારાં ભા-
એગથી બીગડી જાએચ, અને વીપતી પડયાથી તેઓ સુ
ધરેચ, અને તે ઉપરથી કેટલાએક સાહેરો તથા ફીલસુ-
ફોએ વીપતીની વખાંણ કરી ગયાછે. પણ વીપતીથી સર્વે
કોઈ સુધરતા નથી બલકે ઘણાખરાને દોલત મલ્યાથી
તેઓ ઉલટા આબરૂમાં આવેચ, અને પોતાની અસલી
માઠી ખાસીએત છોડી દીએછે. એક ખરો ફીલસુફ અને
ડાહયો સખશ હોશે તો તે વીપતીમાં ઘણી સબર રાખ
શે, અને નેક રાહ પકડીને ખોદાની ફરમાબરદારી કરશે,
તથા બીજાઓની વીપતી નાબુદ કરવાને પોતાથી બની
આવશે તેટલી મેહેનત કરશે, પણ વીપતી પુરતી રીતે
પીછાંનશે તથા તેની વખાંન કરવાને બદલે પોતાથી બની
આવશે તેમ તેનાથી દુર રેહેવાને, તથા પોતાનાં ભાઇ
બંધોને તેથી દુર રાખવાને કોશેશ કરશે તથા દીલોજાં-
નથી સુખ મેલવવાને કોશેશ કરશે.

## ઈતિબાર સરસ કે પૈસા.

જેમ જુવાંનીયા પોતાનો ખેઆલ દોડાવે છે, તેમ એક દીવસ હમે ત્રણ દોસ્તો બેસીને ત્રણેના ગજવાં ખાલી તેનો અંદેશો કરતા હતા.

ઝવેરચંદ બોલ્યો પૈસા વગર કાંઈ બનતું નથી, ભાગ્યવાન થવાને મેં એક માહાભારત યુક્તી કરી મુકીછે પણ મારા જેવા મુફલેસની વાત સાંભલે કોણ ને ધીરે કોણ. ?

પછી પ્રેમચંદ બોલ્યો કે મેં એક સારો મોટો ગ્રંથ (કેતાબ) બનાવ્યો છે. પણ કોઈ છાપગર પોતાના પૈસે તે છાપી પ્રગટ કરતો નથી નહીતો મારૂં નાંમ ચોખંડ દુનીયામાં જાહેર થાય.

ત્યાર પછી હું બોલ્યો કે મેં મારા વડા સાહેબને અરજ કીધી કે સાહેબ મેં ચાર વરસ સુધી ચાકરી કીધી વાસ્તે મારો મુસારો વધારો, પણ તેને મને ધમકાવીને કાડી મુકયો કે તારા જેવા રાઇટરો તો ગરીન ચોક આગલ ઘણાં બેડા છે, એકને તેડું તો સાત આવીને ઉભા રેહે વાસ્તે તારો પગાર શા વાસ્તે વધારૂં. !

ઝવેરચંદ બોલી ઉઠયો કે વારૂં આપણી પાસે પૈસો પણ નથી ને કોઇ આપણુને ધીરતું. પણ નહી પણ શુ એવું નહી બનેકે લોકોનાં મનમાં ઇતબાર આવે કે આપણે પૈસા વાલા છઇએ?

મેં પુછયું કે તે શું કામનું. ?

કાંએ દુનીયામાં આપણુને આબરૂ મલશે, જો લોકોને ઇતબાર હોય કે આપણુને મોટો વારશો મલવાનો છે, તો લોકો આપણુને વધારે ચાહાશે અને ઘણા સેહેલથી આપણુને ધીરશે.

હું બોલ્યો ત્યારે તો મને યાદછે કે જ્યારે હુ નાંધલો હતો, ત્યારનો મારો પીત્રાઇ શ્રી ચીન ગયોછે, અને તેનો વારસો મને મલશે–લોકો કેહેચકે તેણે પૈસો ઘણો એકઠો કીધો છે.

સારૂં થયું ત્યારે તો આપણ તે જાહેરમાં લાવીએ અને બુમ ઉરાદીએ કે શ્રી ચીન કનતાંન મધે ગુલાબ-ચંદ સ્વર્ગવાશી થયો, અને તેની સાઠ લાખ ડાલરની દોલત બે વાંહાંણ બીજો કોઇ તેનો સગો હતો નહી તેથી માણેકચંદને વારેસ કરી ગયો છે.

આએ મશ્કેરીની વાત સાંભળી હમુને ત્રણડેને ઘણું હસતું આવ્યું, તે બાબદ મેં કાંઈ ફરીથી વીચાર કીધોજ નહી પણ મારા બે દોસ્તો ગોયા તે વાત સાચી હોએ તેમ બુમ ઉરાડી અને સરવે લોકોએ તે વાત ખરી જાંણી.

બીજે દીને કેટલાએક લોકો મારી ભેટ લેવાને આવ્યા, અને મેં ઘણું પણ સમજાવ્યું કે તે બુમ જુઠી છે, પણ કોઇએ મારી વાત સાંભળી નહી કાંએકે ઝવેર અને પરેમચંદે લોકોનો ઇતબાર બેસાડેઆમાં કાંઇ બાકી રાખ્યું નહી હતું. કેટલાએક લોકોએ તો ગુલાબચંદ સાથે પોતાની ઓલખાંણ યાદ કીધી અને તે કીઆ સનેમાં ચીન ગયો હતો તે પણ ઇઆદ કીધું. એ વાત બનેઆની આગમજ મેં એક ધોતર ખરીદ કીધું હતું, પણ ગજવામાં પૈસા નહી હતા તેથી ધોતર વારાને વાએદા દેતો હતો તે ધોતર વાલો પણ મારે ઘેર આવ્યો, પણ અગાઉની માફક ઉઘરાંણી કરવાને બદલે તે મુગો મુગો ઉભો રહયો, અને જ્યારે મેં કહયું એક થોડા દીવસમાં પૈસા આલીશ ત્યારે તે બોલ્યો જે હો હો ! હું કાંઇ તે જુજ પૈસા માંગવા નથી આવ્યો તમારે જોઇએ ત્યારે

આપજો પણ હવે બરાંહમણોને વેહેંચવા મારાં સેલાં ખ
રીદ કરો.

મેં પુછ્યું કે–સેલાં બ્રાહ્મણોને શા વાસ્તે વેહચું.?

ભાઇ સાહેબ તમારા સ્વર્ગવાસી પીત્રાઇનાં; તેનો સર્વે વારસો તમુને મલશે તેમાં શક નહી

પણ મારાથી હમણાં બનશે નહી.

"શું સાહેબ પૈસા હમણાં તમારી પાસે કોણ માંગેચ તેની કાંઈ ચીનતા નહી, જ્યારે સાહેબની હુંડી આવે ત્યારે આપજો. એટલું કહી તેણે સેલાં ફાડી આપીને ચાલતી પકડી તેટલામાં તો એક બીજો સખશ આવ્યો. "ભાઈ સાહેબ તમે મારૂં કહયું સાંભલો મારૂં ઘેર વેચવાનું છે તે તમારે ઘેર લેવું જોઇએ. હવે સાઠ લાખના ધણી થઇને આવાં ઘેરમાં શું રહો છો ? હું તમુને ઘેર મેલે સસતું આપું છું વધારે નહી પચાસ હજાર રૂપીઆ તમુને મફ્ત છે, એવી તક ઘડી ઘડી મલવાની નથી ચુકોમાં "સતલ" કરી નાંખો ચાલો. પેમજીને વેચતો હતો પણ તેવણ તો મન ઘચુપચુ કરયા કરેચ અને પાધરો જવાબ દેતા નથી.

હું તમારૂં ઘર લેઊં ? શું બેવકુફી !

"ના ભાઇ એમાં બેવકુફી કાંઇ નથી-ભાઇ સાહેબતમે ચુકશો તમારે એક વરસ સુધી એને સમારેઆ કીધું તો એકના બેવડા થશે, હવે તમો બોલશો માં મુગા મુગા રાખો આપણું સાટું થયું હો "રાંમ રાંમ" એમ કહી હજુર મારા મોહોડાંમાંથી સબ્દ નીકલેચ, તેટલામાં તો તેને ચાલતી પકડી અને થોડાએક વખતમાં તેને જાહેર કીધું કે મે તેનું ઘર ખરીદ કીધુ તે સાંભલીને પેમજી ખડબડ બડબડતો મારે ઘર આવ્યો, અને ઉતાવલમાં ને ઉતાવલમાં "સાહેબ મારા હાતમાં આવેલો શે

કાર તમે લઇ ગયા, તમે શું કેટલી બધી ઉતાવલ કરીને પેલું ઘર ખરીદ કીધું આજ પંદર દીવસ થયા મેં જાણ્યું હતું કે તે ઘરતો મારૂં થયું પણ મેં ઓગણ પચાસ હજારે માંગ્યું હતું તાં તમે પચાસ કરી મુકયા મારે તે ઘરની જરૂર છે, હવે કાંઇ તમે નાગાં ભુખા નથી કે મને સસ્તામાં આપશો ચાલો ત્યારે હું તમુને પંદર હજાર ઉપર આપુંચ અને પાંશેટ હજારે મને આપવું છે?

ઘર બેઠાં પંદર હજાર રૂપીઆ આવેચ—આશીશમાં આખુ વરસ ચાકરી કરૂંચ તોપણ મને તરણશોથી એક રૂપીઓ વધારે કોઇ મને આપતું નથી, તેથી મેં પેમજીને વાયદો કીધો કે તરતને તરત તમુને જવાબ કેમ આપું જરા મને વીચાર કરવા દેવો, અને મેહેરબાની કરીને બપોરના બે એક વાગતે આવજો તમુને જવાબ કહીશ. બે વાગા નહી એટલામાં પેમજી પાછો મારે ઘર આવ્યો તેને મેં કહયું જે સાહેબ તે ઘર મને ઘણુ પસંદ નહી પડતું, અને મારી લેવાની પણ મરજી નહી હતી, તોપણ હવે મેં ખરીદતો કીધું વાસ્તે તમારી જો લેવાની મરજી હોય તો તમે ભાવ કહી ગયા છો તે ભાવે આપવાને હું રાજી છું.

મારો તરત જવાબ મલ્યાથી તે ખુશી થઇને બોલ્યો પંદર દીવસ પછી તમુને કલકતે નાંણા મલશે હુ તમુને હુંનડી લખી આપું છું.

કલકતાની હુંનડી? કદી જનમમાં મેં જોઇતી પણ નહી અને આખા કલકતામાં એકજ પેહડીનું માતર નાંમ જાણુતો હતો તેની ઉપર તરત લખી વાલવાને મેં ધારયું અને મુદત પુરી થાય તેટલા વાસ્તે હું ઘણોજ ઇનતેજાર હતો. મીશીઅરશ મથુરાદાસની કંમપની ઉપર મેં શ્રી કલકતે લખ્યું, કે થોડાએક નાણાં મારે મુકવા છે તે સહી

ચ અને વખતે આએ વરશે ગામડાંમાં તે મોટા પટેલની શરાશરી કરી શકે એવો દેખાએચ, તોપણ એતેફાક બન્યાથી બીજે વરસે તેની નાંખલી સરખી દોલતનો અરધો અરધ ભાગ ફનાંહ થઇ જાએચ, અને તેની મેહનત અને ફીકર ચીંતા સઘલી ફોકટ જાએચ, માટે કણબીની હાલત મને પસંદ પડતી નથી. જો કોઇ શખશ વેપારી હોએચ તેપણ આએ દુનીયાંના તોફાનમાંથી બચાવવા તેની દોલત તેને મદદ આવતી નથી, વરસમાં તે એક દીવસ પણ એશઆરાંમથી હુંગાતો હોય તેવું બનતું નથી, તેને મેહનત તથા ફીકર અને અંદેશો તો દરરોજનો છે. પણ તેટલુંજ નહી જેમ કેહેવત છેજે "હાથીનું મોત મગતરામાં" તેમ તે બીચારાની દોલત ફનાહ થવાને હજારો એતેફાક બનેચ, અને તેમાંથી તે બચ્યો એવું તેને માલમ પડેચ, ત્યારે તે સમજેચ કે હું ઘણો ભાગ્યવાંન છું, પણ કોઇ વખત ભાગ્ય પણ તેની તરફથી મોહું ફેરવેચ અને તેવામાં જો તે પોતાનો રાસ્ત રાહ છોડી ગેરવાજબી રાહે ચાલ્યો તો તેના દીલમાંનો ઇનસાફ કરનાર તેને શીક્ષા કરવાને ચુકશે નહી, અને તેની ધાસ્તી હમેશાં વધતી જશે કે કદાચ તેની નાલાએકી કોઇને જાહેર થાયે, અને બે આબરૂ થશે. તેને પોતાનાં ઘરમાં કેટલીએક બાબતની અડચણો પડતી હશે. એક પુરો પણ ઘણો હુજત છોકરો, બે સહમજ બેટી, બેવખુબ બાયડી અને લુચા નોકર એ સઘલાની નાલાએક ચાલથી જે તેને અફશોશ ઉતપન થાયછે તેમાંથી તેના મનનો અંદેસો કાહાડી નાખવા કાંઇપણ પ્રકારનું સુખ તેને માલમ પડતું નથી, અને એક દીન જોએચ તો પોતે પોતાની મેલે ઘણોજ બાગ્યવાન ગણેચ અને બીજે દીને વીચારેચ તો પોતાના કમ નશીબનો અંદેશો કરેચ. તેજ

માફક એક અમીર મોટે મરતબે પોંહોંચ્યો હોય, કદાચ તેના મોહમાંથી શબ્દ નીકલે તેથી આખા રાજમાં ઉઠલ પાઠલ થાય તેવા શખશને પણ દરરોજ ઇનશાંનીઅતના કડવાં ફલ ચાખવા પડેચ. વાસ્તે ઓ બાવા તું જો સ-લાહ આંપેતો હું પણ વેરાગ લેવું, અને એક જંગલમાં પડી રહી તે સાહેબને યાદ કર્યા કરૂં કે હું કદીપણ દુની-યાંના તોફાની વમલમાં પડુ નહી. અથવા કશી વાતની ફીકર ચીંતા મને રેહે નહી, નદી અથવા કાંઇ નીરમલ જરાનું પાણી અને જાડની પેદાએશ ઉપર હું મારૂં ગુ-જરાંન ચલાવું અને હું મરશ ત્યારે ધરતી માઇ થોડી એક જગા મારાં મુરદાંને આપશે, પછે મને બીજું શું જોઇએ ?

બાવો-નહી બેટા હજુ તું નાદાંન છે તુને સમજ નથી, જુવાંન શખશોનાં ઠેડાવ ઉપર થોડોજ ભરોશો રાખવો જોઇએ જોકે તું આજે એવું ચાહેચ કે વેરાગ લેવું, જો તે દુનીઆનાં ઘણા ખરા સુખ દુખ જોએલાંછે તોપણ કદાચ તું ચાહશે કે વેરાગ નહી લીધો હોય તો સારૂ કારણ કે આએ દુનીઆમાં સુખ પણ કેટલાંએક છે કે જે ભોગવવાને તારી ઇચ્છા થયા વીગર રેહેનાર નહી, પણ કદાચ તુંને તે લાલચ નહી લાગે તોપણ તે સાહેબે આએ દુનીયાંનાં સુખ દુખ ઠેડવેઆંચ તેમાં મોટી દાનાઇ વા-પરેલી છે, અને જો કોઇ શખશ સઘલી દુનીયાંની રાહા-થી ઉલતો ચાલી સર્વે દુખ સુખ છોડી દેવા માંગશે તો તે પોતાની બેવખુબીજ દેખાડશે, અને તેમ કીધાથી તે કીરતારની માણુસ જાતને આએ દુનીયામાં મોકલવા-ની જે મોટી મતલબ ખેઆલ કીધામાં આવેચ તે મત-લબ બર આવે નહી, ઇઆને કેટલાએક ફીલશુફો એવો ખેઆલ કરેચ કે દુનીયામાં માંણુસ પેદા કરવાની તે શા-હેબની મતલબ એટલીજ કે માંણુસો મોજ ભોગવે બીજા

કેટલાએક ખેઆલ કરેચ કે માત્ર પોતાના શરીર અને મન ઉપર સઘલી રીતે જાસ્તી કરવાને ધારેલું છે, અને બીજા કેટલાએક વધારે દાનાઇ દેખાડેચ તેઓ એવો વીચાર આપેચ કે માણસને પેલી દુનીઆંમાં સઘલી નેકી અને ખુબી કરવાનો માહવરો પાડવા આ દુનીઆં માત્ર એક નીશાલ છે, ઇઆને માંણસ ઉપર આ દુનીઆમાં જે લીલી શુકી–તડકો છાંઓ પડેચ અને તેની જે અજમાએશમાં જે જે આવેચ તેથી પેલી દુનીઆમાં તેને ફાએદો હાંશેલ થશે, એટલા વાસ્તે અરે ઓ બેટા જો તું આ શંનશાર છોડી દેવાને ચાહેચ અને જંગલમાં એખલો રહી સર્વે તોફાંનથી દુર રેહવા માંગેચ તો માત્ર તું હેવાનની માફક હેવાન રેહેશે. તે શાહેબે તુને જે અકલ બક્ષીચ તેનો ઉપીઓગ તું શું કરશે? અને સઘલા પ્રકારની અજમાએશ તુને નહી થશે અને આખર તુને જો માલમ નહી પડે કે ખરૂં અને ખોટું શુખ કોણને કહયું તો પછી તું પેલી દુનીઆને વાસ્તે તૈયાર કેમ થશે? તે દુનીઆમાં પણ માત્ર તું એક ઢોરજ રેહેશે. તેં ઘણી ખરી વખતે જોયું હશે કે કેટલાક લાડકાં બચાંઓને તેઓના માબાપ ઘરમાં ઘાકી શાંતી રાખેચ તો જ્યારે તેઓ ઉમરે પોંહોંચી બાહેર નીકલેચ, ત્યારે બીજા સઘલા તેઓના શોબતીઓના વીચાર અને તેઓના વીચાર તદન જુદા હોએચ તેઓને કાંઇ પ્રકારનો લાંબો વીચાર કરવાને શકતી રેહેતી નથી, અને તેઓને બદલે એક લાકડાંનો કટકો બેસાડયો હોય તેમ તેઓ સઘલાંના મોહડાં સામું જોયા કરેચ, તેજ માફક અરે ઓ બેટા તું જંગલમાં ભરાઇ રહી દુનીઆના વમલમાંથી તદન ઘંકાઈ રહેતો ગોઆ એક વાહાંણુ બાંધી બંદરમોજ રાખી મુકયું હોય એવું થાય. અલબતાં તેને કાંઇ તોફાન નડશે નહી,

પણ તેમ તેના ધણીને તેથી કાંઇ ફાયદો પણ હાંસેલ થશે નહી. વાસ્તે ઓ બેટા તુને તોફાંન નડશે તેથી ધાસ્તી રાખવા જોગ કાંઇ નથી, ધાસ્તી રાખ્યાથી તે તોફાંન તારી આગલથી પાછુ ફરવાતું નથી, પણ જેમ વાંહાંણ ઉપર તોફાંન થયાની આગમજ તેની સામેં થવાની તૈયારી કીધામાં અને તે વખતે સઘલા ખલાશીઓ ધીરજ રાખી પોતાતું કાંમ કર્યા જાએચ, તો તેઓ બનચે અને નામવરી તથા દરીઆની માહીતગારી મેલવેચ, પણ કદાચ જો તેમાંથી નહી બનચેઆ તોપણ તેઓતો પોતાના દીલને દીલાશો આપી સખશે કે પોતાની ફરજ બજાવી અને કોઇનો ઠપકો સાંભલવા જોગ તેઓએ કીધું નથી. તેજ માફક તે સાહેબની મતલબ બર આવે, તથા દુનીયામાં તારી જે ફરજોને તું અદા કરે તેટલા વાંસ્તે તુંને શંશારના સઘલાં તોફાંનની સાંમે થવુ જોઇએ અને તે સઘલી ફરજો જો તું વાજબી રાહે અદા કરે અને સઘલાં તોફાંનોની શાંમે હીમત રાખી લડેઓ તો તારી જીંદગી બરહક છે નહીતો તું જીવેઓ અને નહી જીવેઓ તે સઘલું સરખું છે.

ચેલો—પણ બાવા જીંદગીની ફરજો શું છે?

બાવો—હરેક ગેઆંણી પ્રાણીને તરણ જાતનાં સંબંદ હોએછે—એકતો તેના કીરતાર સાથે—બીજો તો તેના ભાઇબંદો સાથે, અને તરીજુતો તેને પોતાંની સાથે ઇઆને તે સાહેબે ઇનશાનને પેદા કીધું, અને હાલ પણ સંભાલ લેએચ તેનો ઉપકાર માંનવો જોઇએ અને તે ઉપકાર પણ ઈનશાનની ખાશીઅત છે કે જાંહાં તુલીક એક ચીજ તેઓની નજદીક હોએચ ત્યાં તુલીક તેઓ તેની ઉપર પુરતું ધ્યાંન આપેચ, પણ તે તેઓની આગલથી ખીશી અને તેની સાથે જો તેઓને વધારે કાંમ

પડતું નથી. તો પછી તે ચીજની દરકાર કીધામાં આવતી નથી. તેમજ કોઇ શખશ જ્યાં સુધી તેની આગલ પોતાનાં માબાપ હોએચ ત્યાં સુધી તેઓની સારી પેઠે માહવજેત કરેચ, પણ તેઓ ઉપરથી તેની નજર ખીશી ઇઆને તે પોતાનાં ધંધા રોજગારમાં અથવા જાંહવજલાલીમાં મશગુલ થયો. એટલે માબાપ તેનાં મગજમાંથી ઘણા ખરાં ભુલેઆમાં આવેચ, પણ તે કરતાં વધારે શું કે તેઓનો કીરતાર જે ખુદ તેઓની નજરે પડતો નથી તેથી તેનેતો તેઓ ઘણીખરી વખતે ભુલેચ તે એક ફરજ છે, સઘલાં માણુસ જાત સાથે વાજબી અને રાસ્ત ચાલતું એ એક બીજી ફરજ છે, અને આપણી પોતાની માહવજેત કેટલી કરવી જોઇએ તે એક ત્રીજી ફરજ છે.

ચેલો—બાવા શું એ ત્રણ ફરજો બજાવી તો બરા જીંનદગીની મતલબબર આવશે ?

બાવો—બેટા આપણને માત્ર આએ ત્રણ ફરજો અદા કરવી એજ કીધાથી જીંદગીની મતલબ બર આવશે, પણ તેં આગલ કહયું તેમ માણુસ જાત ઉપર હજારો એતેફાક તેની તુંક જીંદગીમાં બનેચ, અને તેમાં પચાશ અથવા સાઠ વરસની વએ એવીતો બેએ માલુમ ગુજરી જાએચ કે તે ફરજો બરાબર પુરી કરી કોઇ શખશે, પણ અદા કીધી હોય એવું માલમ પડતું નથી પણ જે કોઈ શખશ એ બાબેની ચોકસાઇ રાખવાને તેવ પાડેચ. તે શખશ થોડીઘણી પણ જીંદગીની મતલબ બર લાવેચ પણ અફશોશ છે કે માંણુશ જાતનો ઘણો ખરો ભાગતો એ ત્રણમાંથી એક ઉપર ઘટેચ, તે કરતાં વધારે ધ્યાન આપ્યા બાદની બીજી ભુલી જાએચ, અને કેટલાએકતો માત્ર પોતાની ખરી માહવજેત કરવાને બદલે ભુત પરશતી થઇ ના લાએકીને પોંહોંચેચ. તેટલા વાસ્તે હું તુંને ફરીને કેવુંચ તે ઉપર તું વધારે ધ્યાન આપ કે

કેટલાએક દાનાવ શખસોનું મત એછે કે માણસને આએ દુનીયામાં પેદા કરવાની મતલબ એકે તે સઘલી જાતીની અડચણો, અને સઘલી જાતની માહીતગારી મેલવે તથા નેકીની રાહે ચાલવાને તેને તેવ પડે, કારણ કે નેકી કરવાની તેવ પડયા વગર હરેક શખશ પેલી દુનીઆમાં સુખ ભોગવી શકનાર નહી, જેમકે ભણેલા શખશો ની ટોલકીમાં એક અણુઘડ બેઠો તો તેઓની ચરચા શું ચાલેચ; તેઓને ખુશી સાથી ઉપજેચ, તે સઘલાંથી તે અણજાંણો રહેચ, અને તેને કાંઈ મોજ મલતી નથી અથવા જેમ નેકીવાલા શખશો નેકી કરી જે મોજ ભોગવેચ—એક શખી દાતાર શખાવત કરી, એક માયાલું શખશ પોતાના ભાઇબંદો ઉપર માયા કરી તથા પોતાથી બને તેમ રંજ ખેંચી તેઓનું દુખ તાલવાથી જે ખુશી મેલવેચ તે એવી ખુશીં બદીવાલા માંણસોને કદી ઉત્પન્ન થતી નથી. તેમજ માણસ જાતના સઘલી જાતીની નેકીના મીઠા ફલ ચાખેયા શીવાએ તેઓને તેનો શવાદ માલમ પડતો નથી માટે તેઓ જાંહાં તુલીક નેકી કરવાને તેવ નહી પાડે ત્યાં તુલીક તે જેહાંનમાં તેઓને કાંઇ પણ સુખ મલનાર નથી, તેજ કારણ માટે તે કીરતારે માણસને આએ દુનીયામાં પેદા કીધું હોશે, અને તેની ઉપર જુદી જુદી જાતીના એતેફાક પાડી તેને રાસ્તી રાહ બતલાવેછે. વાસ્તે ઓ બેટા આ તારી ટુંક જીંદગી તું ફોકત ગુજારતોનાં, કર રંજ અનેસામે થા સઘલાં તોફાનોની અને ના રાખ મરવાનો દર, પણ માત્ર એટલુંજ ઇઆદ રાખજે કે તારા સંસારની શુકાન તારી અકલ અને દાનાઇના હાથમાં આપજે, અને તારી દીલસોજી અને હવશોના અખતીયારમાં આપતોના, હરેક કાંમ કરવાની આગમજ તું તારી દાનાઈના તરાંજુમાં તેને તોલી જોજે, તારી ઉપર કાંઇ પણ તોફાંન આવી પડે તેથી તુ

દરતો ના ફાંયે કે તે તોફાંન તુને આએ ફાંની દુનીઆમાં-જ હરકત કરશે, અને તારા દાનાવ કીરતાર ઉપર એકીન રાખીને ચાલશે તો તુને કાંઈ આલ આવનાર નથી પણ જો તુને આ દુનીઆમાં કાંઇ હરકત થાયે કદાચ તું રંજ ખેંચતો ખેંચતો ફતેહ મેલવેઆ વગર મરણ પાંમેઓ તોપણ તેં તારી ફરજ અદા કીધી તેનો તુને પુરો દીલાશો મલશે.

ચેલો—પણ બાવા તે કીરતાર કાંઇ આપણી નજરે પડતો નથી ત્યારે તેને હમેશાં યાદ કેમ કરીએ?

બાવો—બેટા તે ખુદ પોતે દેખાતો નથી પણ તેને ભુલી જવું એતો ગોયેઆ આંધલાં થઇને ચાલવું બરાબર છે; શું તારી ઉપર કોઇ એક શખશે મેહરબાંની કીધી, અને તુંને એક ચીજ બખશી અને પછી તે તુંને પાછો મલે નહીતો તેટલા માટે તું તેને વીશરી જશે? તે શાહેબે તુંને એક ચીજ બખશી નથી પણ હજારો બખશીછે, તું ખેઆલ કર અને તેની મેહરબાંનીનો અંગજ નથી અને તે અગણીતછે હેવું માલમ પડશે, વાસ્તે તુને હરેક નેઆમત મલે ત્યારે તેના બખશનારને તું આદ કર, એટલે તે શાહેબને તું કદી પણ વીશરનાર નથી. એક ઇરાંણી નામીચો શાહેર જ્યારે નાધલો અને મુફલેશ હતો ત્યારે તેને પોતાનાં પગમેનાં જોડા વગર મશજીદમાં જવું પડીઉ પણ મશજીદના બારના આગલ કેટલાએક લંગડા ભીખ માંગવા બેઠેલા જોઇને તેને ખોદાનો મોટો ઉપકાર માન્યો, કે તેને દોલત નથી બખશીતો પણ પગતો બખશેઆછે, જે વગર તે બીચારા લંગડાઓને મોટી અડચણ પડેચ તેજ માફક તારી ઉપર પણ કાંઇ અધરાઈ આવી પડે ત્યારે તે શોહોર કરવાને બદલે ધીરજ રાખી એટલુંજ વીચાર કે બીજી ઘણીએક મોટી આશીઅતોમાંથી તે શાહેબે તુંને બનયાવેઓ હોશે, અને પછી હીમત રાખીને,

તથા ખોદાની મદદ માંગીને તે દુખ તલે હેવું હોયે તો તેને તાલવાની તજવીજ કર.

ચેલો—બાવા માંણુશજાત સાથે આપણી ફરજ બજાવાની શું છે.

બાવો—બેટા, જેમ ઇશાઇ લોકોને ઇશ્વરે ફરમાવેલું છે કે "જેમ તું ચાહે કે બીજા તારી સાથે ચાલે તેમ તું બીજાઓ સાથે ચાલ." આએ તુક ફરમાનનો ભેદ ઘણો છે, હરેક કોઇ શખશ ઇચ્છે કે બીજા સર્વે માંણુસજાત મારી સાથે વાજબી ચાલે, મારી ઉપર માયા કરે, મને મદદ કરે તેમજ તે શખશે બીજા સર્વે સાથે પણ વાજબી ચાલવું—બીજાઓની ઉપર માયા કરવી-તેઓને મદદ કરવાને તજવીજ કરવી, તેઓને ઘટતી આબરૂ આપવી—અને હરેક રીતે બીજાઓને સારૂં કરવાને ઇચ્છું જોઇએ. એ ફરજ બજાવવામાં એક મુશકેલી તો એ પડેચ કે માણુસ જાતનું ધ્યાન નબળું છે, તે એક ચીજ ઉપર ધ્યાન આપેચ તો બીજા ઉપર પુરતું ધ્યાન આપી શકતો નથી, એટલાજ વાસ્તે આએ દુનીયામાં કેટલાક દોલતનીજ પુજા કર્યા કરેચ, કેટલાક એકમતના, અને કેટલાક બીજા મતના થઇ રહયા છે. અને તેથી તે ફરજ કોઇજ પુરી પાધરી અદા કરતું હોશે.

ચેલો—બાવા હવે આપણી પોતાની તરફ ફરજ સું અદા કરવી જોઇએ.

બાવો—આપણા તન અને મનનુ સુખ ઇચ્છાને તે એઉને ઘટતો ખોરાક આપવો જોઇએ. હરેક માણુસના તનના સુખને વાસ્તે ખોરાક પોશાક અને બીજી કેટલીએક ચીજોની અગત પડેચ, તેતો સર્વે કોઇ કબુલ રાખશે, પણ હરેક શખશના મનને પણ હરેક જાતના જ્ઞાનની તથા રમુજ તથા નચીંતપણાની આશાએશની જરૂર છે. આએ દુનીયામાં ઘણોજ અણુઘડ શખશ, ઘણોજ સુસ્ત

પણ નવી ખબર મેલવવાને ઇચ્છા રાખતો હશે, અને મા ત્ર ઢોરની માફક પેટ ભરવામાં પોતાની સારી જીંદગી ગુ જારવાને ઇચ્છશે નહી. તે ઘણોજ અણઘડ હશે તોપણ તેના કાચાં મનમાં પેશે એવી કાંઇ ખબર તેને આપસુ લો તે ઉપર ધ્યાન આપીને સાંભલશે એતો તેની ખાશી-અતજ છે, ઇઆને માણસના મનને પણ જ્ઞાનના ખોરા-કની જરૂર છે તે સાથે હરેક શખશને આએ દુનીયાના અંદેશામાંથી, અને ઘાસ્તીમાંથી કાંઇપણ નીરાંત મલવી જોઇએ. આપણી પોતાની તરફ અદા કરવાની ફરજ સ ઉથી મોટી તો એછે પણ તે સાથે બીજી કેટલીએક છેકે જે તું તારી મેરેજ સમજશે, માત્ર એટલુંજ યાદ રાખવું જોઇએ કે આદુનીયામાં મોજ ભોગવવાની કાંઇ તેસાહેબની મના નથી, મનાઇ એટલીજ કે હદથી જીઆદે તેમાં મશ ગુલ થવું જોઇએ તેટલા વાસ્તે હરેક કોઈ શખશઇઆતો તદન મોજમાં મશગુલ થાય અથવા જે કોઇ શખશ તદન તેની ઉપરથી મન ઉતારી નાખે, તે બેઉ અણઘડતાં છે કેહવાત છે જે "મધ્યમ રસ્તો હમેશાં પાધરો હોએચ."

જો તુ હવે આએ ત્રણ ફરજો શારી રીતે બજા-વવા ઉપર તારૂ મંન રાખેતો ઘણી શેહેલાઇછે, અને આએ દુનીઆથી જે તુને હરકત થઇ તેની શાંમે હીમત અને ધીરજ રાખીને થાયેતો તારૂં જીવવું પ્રમાંનછે. અને ઘણાજ થોડા શખશો એ પ્રમાંણે ચાલે છે તોપણ જો કેઈ શાહમજે તેને શઘલી જાતીની અડચણો તરત મટી જશે. તું જોકે હવે માંણુશની જીનદગી કેટલી તુંકછે અને તેટલી તુક મુદતમાં જો કોઇ દાનાવ શખશ હોયતો પેલી દુનીઆમાં વશવાને લાયેકનો થઈ શકે, પણ જો તેમ કોઈ નહી કરે યાને નેકીની તેવ નહી પાડેતો તેના જેવો બેવખુબ બીજો કોઈ નહી.

સમાપ્ત.

આ પુસ્તક નીચલે ઠેકાણેથી મળશે.



**પીરોશાહ દીનશાહ મુકાદમ**

ચોપડી વેચનાર તથા પ્રગટ કરનાર

ઠેકાણું-બજારગેટ વડીઆલની સામે.

પેસ્તનજી બ. મેહતા ગનમેકર.

ઠેકાણું-નંબર ૫૩ મેડોસ્ટ્રીટ કોટમાં.

બજારગેટ સ્ટ્રીટમાં બોંબે ઓરપુઆર

કમાંથી મળશે.

